અમારો ધન્ય ઘડી માનીએ છીએ. જ્ઞાનસેવાનો યત્કિંચિત લાભ ઉઠાવવાનો આજે અપૂર્વ અવસર સાંપડ્યો છે. તેથી અમને અમાપ હર્ષ ઉપજે છે. અમારા જાણવા પ્રમાણે આ રીતનું દરેક સૂત્રના ભાવોને અતિશય સ્પષ્ટ કરાવતું પુસ્તક આજ સુધીમાં કોઈપણ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયું નથી, અથવા કોઈએ આવી મહેનત લઈ પરિશીલન કરેલ નથી.

આ પુસ્તકમાં જે કોઈ ત્રુટી રહી જવા પામી હોય, તે અમને જણાવવા અમારી અત્યાગ્રહભરી વિનંતિ છે. આ પુસ્તકમાં હ્રસ્વ, દીર્ઘ ઉપર ઘણી જ સાવચેતી રાખવામાં આવી છે, છતાં પ્રેસદોષથી કોઈ ત્રુટી રહેતી હોય તો સુધારીને વાંચવા વિનંતિ છે. આ પાઠ્ય પુસ્તકમાં નવીનતા એ છે, કે દરેક સૂત્રમાં અન્વયાર્થ, મૂલાર્થ, ભાવાર્થ, પરિમલ ( સુગંધની સૌરભ ) અને પ્રશ્નોત્તરીના વિભાગો સમેલ છે

મતિ અજ્ઞાનથી આ પ્રકાશનમાં શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞા વિરુદ્ધ જો કાંઈ મતિ-ભ્રમ કે પ્રેસદોષથી છપાયું હોય, તો અમે તે બદલ ચતુર્વિધ શ્રી સંઘ પાસે " મિચ્છામિ દુક્કડં " માગીએ છીએ.

પૂના, તા. ૧૫-૮-૫૧.

વિદ્યાપીઠ પાઠ્યપુસ્તક
પ્રકાશન સમિતિ.



## —: ત્રીજી આવૃત્તિ સમયે :—

આ પુસ્તક છપાઈ રહ્યું છે, તે સમયે લગભગ ૫૦૦ એડવાન્સ ઓર્ડર પેન્ડીંગ પડી રહ્યા હોવાનું જાણવા મળે છે, તે તેની માંગ અને ઉપયોગિતા માટે પૂરતી ખાત્રી આપે છે. પહેલી બે આવૃત્તિઓ કરતાં આ આવૃત્તિમાં થોડો ઘણો સુધારો વધારો કરવામાં આવ્યો છે. એક તો ટાઈપમાં ફેરફાર કર્યો છે બીજો સુધારો આ ગ્રંથની બાલવિકાસનો છે. થોડી વાક્ય રચનાઓ સરળતાપૂર્વક અર્થબોધ થાય તેવી સુધારી છે આ પુસ્તક સર્વગ્રાહ્ય, વિદ્વદ્ભોગ્ય અને હૃદયસ્પર્શી કેમ બને એ માટે અમારું બનતું શક્ય બધુંએ કર્યું છે. મૂળ સૂત્રો પણ પ્રથમ ભાગને જાડા ટાઈપમાં છે તેથી શીખનારને ઘણી સરળતા થશે. ઉંચા કાગળ, ભરચક પેજોનો વધારો, અને પરિમલના દ્રષ્ટાંતો સુંદર ટાઈપથી સુશોભિત આ પુસ્તક છપાવવામાં ખર્ચ ઘણો વધારે, છતાં કિંમતમાં અમે વધારો કરી શક્યા નથી.

વ્યવસ્થાપક :—શ્રી નવજીવન ગ્રંથમાળા

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય

# પ્રારંભિક પાઠયક્રમ.

## ★ વિભાગ પહેલો ★

## શ્રી નવકારમંત્રથી સંસારદાવા સૂત્ર સુધી સૂત્રાર્થ સંપૂર્ણ

## ૧. શ્રી નવકારમંત્ર ( પંચમંગલસૂત્ર )

### અન્વયાર્થ

નમો–નમસ્કાર હો. અરિહંતાણં–ચાર ઘાતીકર્મોનો જેઓએ નાશ કર્યો છે, તેવા શ્રી તીર્થંકર ભગવંતોને. સિદ્ધાણં–આઠ કર્મોનો જેઓએ ક્ષય કર્યો છે, તેવા સિદ્ધ ભગવંતોને. આયરિયાણં–છત્રીશ ગુણે બિરાજમાન આચાર્યમહારાજોને. ઉવજ્ઝાયાણં–પચીશ ગુણે બિરાજમાન ઉપાધ્યાયજી મહારાજોને. લોએ–મનુષ્યલોકમાં (અઢીદ્વીપને વિષે) વિચરનારા. સવ્વસાહૂણં–૨૭ ગુણે બિરાજમાન સર્વ સાધુમહારાજો અને સાધ્વીજી મહારાજોને. એસો–આ. પંચ–પાંચ. નમુક્કારો–નમસ્કાર. સવ્વ–સર્વ. પાવ–પાપ. પ્પણાસણો–વિનાશ કરનાર. મંગલાણં–મંગલોમાં. ચ–અને સવ્વેસિં–સર્વમાં. પઢમં–પ્રથમ, ઉત્કૃષ્ટ, પહેલું. હવઇ–છે. મંગલં–મંગલ, કલ્યાણ કરનાર.

## સૂત્રાર્થ.

**નમો અરિહંતાણં**-(૧) ચાર ઘાતીકર્મોનો જેઓએ નાશ કર્યો છે, તેવા **શ્રી અરિહંત ભગવંતોને** નમસ્કાર હો, થાઓ. (હું છું.)

**નમો સિદ્ધાણં**-(૨) જેઓએ આઠ કર્મોનો ક્ષય કર્યો છે, મોક્ષ પામ્યા છે, પરમશુદ્ધ બન્યા છે, તેવા **શ્રી સિદ્ધ ભગવંતોને** નમસ્કાર થાઓ.

**નમો આયરિયાણં**-આચાર્ય મહારાજોને નમસ્કાર થાઓ

**નમો ઉવજ્ઝાયાણં**-ઉપાધ્યાયજી મહારાજોને નમસ્કાર થાઓ.

**નમો લોએ સવ્વસાહૂણં**-અઢીદ્વીપરૂપ મનુષ્યલોકમાં વિચરતા સર્વ **સાધુ મહારાજોને** નમસ્કાર થાઓ.

**એસો પંચ નમુક્કારો**-ઉપર જણાવેલા એ પાંચે પરમેષ્ઠિઓને કરેલો નમસ્કાર.

**સવ્વપાવપ્પણાસણો**-અનેક ભવોમાં ઉપાર્જન કરેલા (સર્વ) પાપોનો નાશ કરે છે.

**મંગલાણં ચ સવ્વેસિં**-અને લૌકિક તથા લોકોત્તર સર્વ મંગલોમાં.

**પઢમં હવઈ મંગલં**-પહેલું (ઉત્કૃષ્ટ અથવા સર્વશ્રેષ્ઠ) મંગલ છે

---

૧. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અને અંતરાય એ ચાર ઘાતી કર્મો કહેવાય છે.

૨. ઉપરના ચાર ઘાતી સિવાય વેદનીય, આયુ, નામ અને ગોત્ર એ ચાર અઘાતી કહેવાય છે.

## ભાવાર્થ

આ સૂત્રમાં પાંચ પરમેષ્ઠિઓને નમસ્કાર કરવામાં આવ્યો છે, અને તેમાંના એકને પણ કરેલા ભાવપૂર્વકના નમસ્કારથી સર્વ વિઘ્નો દૂર થાય છે તેથી ભવિષ્ય મંગલમય બને છે. તેનું બીજું નામ **પંચમંગલ મહાશ્રુતસ્કંધ** એમ પણ કહેવાય છે. આ નવકાર મંત્રને **શ્રી નમસ્કારમહામંત્ર** પણ કહેવાય છે. આ મંત્ર ૧૪ પૂર્વોનો સાર ગણાય છે. આ મંત્ર શાશ્વતો છે, એટલે અનાદિનો છે. તેના બનાવનાર કોઇ નથી. જે તીર્થંકર ભગવાન થાય, તે તેને પ્રકાશમાં લાવવાનુ જ માત્ર કામ કરે છે. વાંચકે જો દીર્ઘદૃષ્ટિથી નિરીક્ષણ કરશે, તો આ મંત્રમાં એક મુખ્ય વસ્તુને જોઈ શકશે કે અરિહંત કાંઇ કોઈ વ્યક્તિનું નામ નથી. અરિ એટલે રાગ ને દ્વેષરૂપી અંતરના શત્રુ, તેને જેઓ સ્વયં-સંબુદ્ધપણે હણે તે શ્રી તીર્થંકર વીતરાગ જ અહીં અરિહંત ગણાય છે. આ રીતે મૂળમંત્રમાં જ્યાં ભગવાનનુ ય નામ નથી આવતું, ત્યાં આચાર્ય કે ઉપાધ્યાય મહારાજનું નામ હોય જ ક્યાંથી? આનું નામ ગુણપૂજા કહેવાય છે. વ્યકિતપૂજા અને દૃષ્ટિરાગ આ શાસનમાં નથી પાંચ પરમેષ્ઠિના નમસ્કારના આ બે ફળ કહ્યા છે. નામાંકિત ઔષધથી જેમ રોગ દૂર થાય ને પુષ્ટિ મળે તેમ આ મહામંત્રથી (૧) સર્વ પાપનો ક્ષય અને (૨) ભાવિમાં ઉત્કૃષ્ટ મંગલની પ્રાપ્તિ થાય, એટલે કે ભૂતકાલના પાપ વિઘ્નોને હરે ને ભવિષ્ય ઉજળું બને આ નવકારમંત્ર ૬૮ અક્ષરોનો બનેલો સંપૂર્ણ ગણાય છે. તેનો જાપ પણ આત્માને હળુકર્મી ને પાવન કરનાર બને છે. નવ લાખ નવકારનો જાપ કરે તેને નારકીમાં જવાનું બનતું નથી.

## નવકારમંત્રની પરિમલ

★ જે નવ ક્રોડ નવકાર વિધિસહિત ગણે તે ત્રણ ભવમાં મોક્ષે જાય.

★ ભગવાનની સન્મુખ અથવા શ્રી સિદ્ધચક્રજીનો કે કોઈ ભગવાનનો ફોટો સામે રાખી ઇરિયાવહી કરી જાપ કરવો. માળા ૫-૧૦-૧૫ એમ જોઈ ગણવી. ઓછી કે અધૂરીમાં બોલવું નહીં. કપડાં શુદ્ધ ધોએલાં હોવાં જોઈએ એ એની વિધિ છે.

★ શાશ્વતો નવકારમંત્ર શાશ્વતા આત્માને શુદ્ધ કરે, અને અનંતા દુઃખોનો નાશ કરે, એજ એનું માહાત્મ્ય સૂચવે છે.

★ નવકાર મહામંત્રનો પ્રભાવ જેમને પ્રત્યક્ષ જોવો હોય, તેઓએ ૭ મહિના સુધી નિરંતર ત્રિસંધ્યા તેની માળા ગણવી.

★ તરવૈયો જેમ હાથ હલાવતો જાય, ને પાણી ઉડાવી માર્ગ કાપતો કાપતો આગળ વધતો જાય, તેમ નવકાર મંત્રનો જાપ કરનાર પુરાણા પાપોનો નાશ કરવા સાથે આવતાં વિઘ્નોને દૂર કરીને આરાધનામાં આગળ વધે છે, તેનું રોજ સતત્ સ્મરણ રાખનાર આરાધક આત્મા આ મોટા અને ભીષણ ભવસમુદ્રને પણ સહેજે તરી જાય છે.

★ નમસ્કાર મહામંત્રમાં રહેલ પરમેષ્ઠી તત્ત્વોની ગુણપૂજાનો ઔદાર્ય ને વિશાળભાવ ખરેખર તેની ભવ્યતાને સૂચવે છે. તેનું સ્મરણ કરતાં આત્મામાં રોમરોમ ચૈતન્ય પ્રગટે છે અને સ્વસ્વરૂપનું ભાન કરાવે છે. તેનાં શબ્દેશબ્દમાં ને અક્ષરેઅક્ષરમાં પ્રાણીમાત્ર પ્રતિ વાત્સલ્ય-ભાવના ભરી છે.

ધર્મનું મૂળ વિનય છે, તે સમજી શકાય તેમ છે કારણ કે ચૌદ પૂર્વના સારરૂપ " નવકાર મંત્ર " ના પહેલાજ સૂત્રમાં ઉપકારીઓને નમસ્કાર કરીને નમવાનું શિખવાડવામાં આવે છે.

★ માળાના ૧૦૮ મણુકા ગણીએ અને પાંચ પરમેષ્ઠિને જે નમસ્કાર કરીએ, તેમાં એવો આદર્શમય પ્રભાવ સમાએલો છે, કે તે પાંચેના ગુણો આપણને સાંપડે અથવા આપણામાં આવે.

★ નવકાર મંત્રમાં રહેલા અઢીદ્વીપમાં થએલા, વર્તમાનમાં વિરાજતા અને ભવિષ્યમાં થનારા, એ ત્રણેકાળના સર્વ તીર્થંકર ભગવંતો, આચાર્ય મહારાજો, ઉપાધ્યાયજી મહારાજો અને સાધુ મહારાજોના ગુણો ગણાવ્યા છે. તે જોતાં પણ તે મંત્ર બહુજ ચમત્કારિક અને પ્રભાવિક જણાઈ આવે તેમ છે.

★ "નમો અરિહંતાણં" પદ આપણને એ શિખવાડે છે, કે આ ભરત ક્ષેત્રમાં જેમ અત્યારે તીર્થંકર વિહૂણો કાળ છે, તેમ સમગ્ર મનુષ્ય લોકમાં કોઈ એવો કાળ નથી હોતો, કે જે વખત (૨૦ કે તેથી વધારે) તીર્થપતિઓની હાજરી ન હોય. નાથ વિનાની આ ધરતિ જીવી શકે જ નહીં. અહીં નહીં તો મહાવિદેહ ક્ષેત્રમાં તો હોય જ. અત્યારે ત્યાં ચાર ઘાતી કર્મોને ખપાવી કેવળજ્ઞાની પણે વિચરતા અરિહંત દેવો વિજયવંત છે. તેથી અહીં આપણે આ પદ ગૌરવ-પૂર્વક ભાવ તીર્થંકરને પણ લક્ષમાં રાખીને બોલી શકીએ છીએ.

★ દુનિયામાં નવા વર્ષની મુબારકબાદી જે અપાય છે, તે તો પરિચિત અને જાણીતા હોય તેને જ અપાય છે. પરંતુ અહીં તો અજાણ્યા કે અપરિચિત કે જેને કદીપણ નહીં જોયા હોય, તેવા પણ મહા-મુનિપ્રવરોને બધાય મહાવ્રતોવાળા હોવાથી અઢીદ્વીપરૂપ મનુષ્યલોકનાં કર્મભૂમિના વિચરતા સર્વે મુનિરાજોને આપણે "નમો લોએ સવ્વ સાહૂણં" પદથી નમસ્કાર કરવા ભાગ્યશાળી થઈએ છીએ. નમસ્કાર કરીએ છીએ તેથી જૈન શાસનનો કેટલો બધો વિશાળ ઉદારભાવ છે તે પણ જણાઈ આવે છે.

★ ૧૪ પૂર્વોનો સાર નમસ્કાર મહામંત્ર છે. એનો અર્થ એ છે, કે તે પીસ્તાળીસ આગમોના દોહનરૂપ છે. એક બાજુ ૪૫ આગમોના જાણકાર પુરૂષો આગમોના તત્ત્વમંથનથી કલ્યાણ સાધે છે, ને બીજી બાજુ સામાન્ય અજ્ઞાન માણસ પણ શ્રદ્ધાથી નવકાર મંત્ર ગણીને

કલ્યાણ સાધી શકે છે આગમો સાધુ મહારાજે જ વાંચી શકે, તે સિવાયની શ્રાવક શ્રાવિકા આલમ માટે તો મોટે ભાગે નવકાર પરમ આધાર છે

★ "નમો" શબ્દ એમ કહે છે કે આપણે પૂજક છીએ, ને તેઓ પૂજ્ય છે

★ નમસ્કારને એથી પણ "મહામંત્ર" ગણવામાં આવ્યો છે, કે તેમાં વ્યક્તિપૂજાને માન ન આપતા ગુણપૂજાને મહત્ત્વ અપાયું છે આ વસ્તુ સિદ્ધ કરી બતાવે છે કે જૈન દર્શનમાં સંકુચિતતા નથી, પણ વિશ્વવ્યાપક ઉદારતાના ઉદ્ધારક દર્શન છે

નમસ્કાર મહામંત્રનો પ્રભાવ કેવો છે તે સંક્ષેપથી બતાવવામાં લાવવા માટે પૂજ્ય પંડિતપ્રવર શ્રી વીરવિજયજી મહારાજે તે શ્રી નમસ્કાર મંત્ર સંબંધમાં સરળ ભાષામાં સૌને બોધ થાય તેવું સુંદર પદ બનાવ્યું છે તે નીચે મુજબ છે –

સમરો મંત્ર ભલો નવકાર, એ છે ચૌદ પુરવનો સાર,
એના મહિમાનો નહિ પાર, એનો અર્થ અનંત ઉદાર.. સમરો ૧
સુખમાં સમરો, દુઃખમાં સમરો, સમરો દિવસ ને રાત;
જીવતા સમરો, મરતા સમરો સમરો સૌ સંઘાત - સમરો ૨
જોગી સમરે, ભોગી સમરે સમરે રાજા રંક,
દેવો સમરે, દાનવ સમરે, સમરે સૌ નિઃશંક સમરો ૩
અડસઠ અક્ષર એના જાણો, અડસઠ તીરથ સાર,
આઠ સંપદા તેની પ્રમાણો, અડસિદ્ધિ દાતાર સમરો ૪
નવપદ એના નવનિધિ આપે, ભવોભવના દુઃખ કાપે,
વીર વચનથી હૃદયે સ્થાપે, પરમાતમ પદ આપે સમરો ૫

## સરળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧–નવકારને શા માટે મહામંત્ર કહેવાય છે?

ઉત્તર —જૈન સિદ્ધાંતમાંના અનેક મંત્રો પૈકી આ મંત્ર દોહન-રૂપ છે, કારણ કે તેમાં ૧૪ પૂર્વોનો સાર છે. શુધ્ધ ભાવથી નવકાર મંત્રનું સ્મરણ કરનાર આ ભવસમુદ્રને સહેજે તરી જાય છે તેથી તેને મહામંત્ર કહેવાય છે.

પ્રશ્ન ૨-નવકારમંત્રથી કોનું સ્મરણ અને કોને નમસ્કાર કરાએલ છે?

ઉત્તર— આ મહામંત્રથી દુનિયામાં સૌથી અતિ પવિત્ર ગણાતા પાંચ પરમેષ્ઠિઓનું સ્મરણ અને તે પાંચેયને નમસ્કાર કરવામાં આવેલ છે.

પ્રશ્ન ૩-પંચપરમેષ્ઠિ એટલે કોણ? તેનાં નામ કહો.

ઉત્તર— પરમેષ્ઠિ એટલે ઊંચામાં ઊંચા સ્થાનને પામેલા મહાન્ આત્માઓ, તે પાંચ આ પ્રમાણે છે. (૧) અરિહંત (૨) સિધ્ધ (૩) આચાર્ય (૪) ઉપાધ્યાય અને (૫) સાધુ.

પ્રશ્ન ૪-જૈન દર્શનમાંની તટસ્થવૃત્તિ બીજી રીતે સમજાવો.

ઉત્તર— બહુશ્રુત શિરોમણિ પૂ આ. મ શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ વિરચિત એક શ્લોક પરથી તેનો તુરત ખ્યાલ આવી જશે. જુઓ :-

पक्षपातो न मे वीरे, न च द्वेषः कपिलादु।
युक्तिमद्वचनं यस्य, तस्य कार्यः परिग्रहः॥

ભાવાર્થ એ છે, કે અમારે નામની સાથે સંબંધ નથી..ભલે કપિલ હોય કે મહાવીર હોય. કોઇના પર અમને પક્ષપાત નથી. યુક્તિવાળું કથન હોય તે અમને સ્વીકાર્ય છે.

પ્રશ્ન ૫–નવકારમંત્ર ક્યારે ગણાય ?

ઉત્તર— સૂતા, બેસતા, ઉઠતા જે સમરે અરિહંત,
દુઃખીઆના દુઃખ ભાગશે, લહેશે સુખ અનંત.

નવકારમંત્ર તો ૧૪ પૂર્વોનો સાર છે ૧૪ પૂર્વધર મહામુનિઓને પણ છેવટે (અશાતા વેદનીયના ઉદય વખતે, ભણેલા પૂર્વોને પણ જ્યારે ભૂલી જાય, કે ગણવાની તક ન રહે ત્યારે) આ નવકારમંત્ર જ શરણભૂત છે ભગવાન શ્રી પાર્શ્વનાથ સ્વામીજીએ કુમારાવસ્થામા બળતા નાગને સભળાવેલા આ નવકારમંત્રના પ્રભાવે નાગ મૃત્યુ બાદ ધરણેંદ્ર થએલ છે આ મહામંત્રનો પ્રભાવ અજબ અને અનંત છે

પ્રશ્ન ૬–૩, ૪ અને ૫ મા પદે રહેલા પરમેષ્ઠિઓ સ્વયં વીતરાગ તો નથી તો પછી તેઓ પૂજ્ય શાથી ? તથા તેમની જેમ બીજા છદ્મસ્થ મનુષ્યોને ય આ મંત્રમા કેમ સ્થાન નહીં ?

ઉત્તર— એ પરમેષ્ઠિઓને મનુષ્ય તરીકે તો બીજા મનુષ્યો જેવા જોઈ શકો છો, પરંતુ સંસારમાં રહેલા રાગીઓ કરતા, સંસારનો ત્યાગ કરનારા તે શ્રેષ્ઠ ત્યાગીઓની કિંમત સર્વ કોઈ સંસારીને અધિક તરીકે સ્વીકાર્ય છે તેઓ વીતરાગ થયા નથી. પરંતુ વીતરાગ થવાનો જ સતત્ ઉદ્યમ કરી રહ્યા છે, અને વીતરાગ કથિત મોક્ષ માર્ગને જ તેઓ કહેનારા છે આવા તે કંચન કામિનીના ત્યાગી અને મોક્ષમાર્ગના રાગી છે, માટે જ તેઓ પૂજ્ય છે સંસારી મનુષ્યો તેવા ત્યાગી આત્માર્થી, ઉપકારી અને પૂજ્ય નથી તેથી આ પવિત્ર મંત્રમાં તેઓને સ્થાન આપી શકાય નહીં.

પ્રશ્ન ૭-આ નવકારને શ્રી સિદ્ધચક્ર યંત્ર સાથે શો સંબંધ છે?

ઉત્તર— શ્રી સિદ્ધચક્રે યંત્રમાં જેમ નવ પદો છે, તેમ આ પાંચ પરમેષ્ઠિઓમાં બે દેવ પદે છે, ને છેલ્લા ત્રણ ગુરુપદે શોભનારા છે! આમ ધર્મના ભંડાર અને ધર્મના દાતા એવા દેવ અને ગુરુ-એ બન્નેનો આ નવકારમંત્રમાં સમાવેશ હોવાથી આ મહામંત્રમાં દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ રૂપ ધર્મનો પણ સમાવેશ ગુણગુણીના સંબંધે રહેલો છે. દેવ અને ગુરૂ એ બંને ગુણી છે, અને દર્શન, જ્ઞાન ચારિત્ર તથા તપ એ ચાર આત્માના ગુણો છે જેમ "લાલ ઘડો" કહેવાથી લાલાશ ઘડાથી અભિન્ન છે, તેને ગુણગુણીનો સંબંધ કહેવાય છે. એ હિસાબે શ્રી સિદ્ધચક્ર અને આ નવકારમંત્ર વસ્તુતઃ એક જ સ્વરૂપે છે આસો અને ચૈત્રની ઓળીઓમાં અવાંતર રીતે આ નવકારનું જ આરાધન કહી શકાય, એમ શ્રી સિદ્ધચક્ર યંત્રનો અને આ શ્રી નવકાર મહામંત્રનો સુમેળ સધાય છે.

## ૨. શ્રી પંચિંદિય (સ્થાપના) સૂત્ર.

### અન્વયાર્થ.

પંચિંદિય-પાંચ ઇંદ્રિયોને સંવરણો-કાબૂમાં રાખનાર તહ-તથા. નવવિહ-નવ પ્રકારની. બંભચેર-બ્રહ્મચર્યવ્રતની ગુત્તિધરો-ગુપ્તિ (વાડ) ને ધારણ કરનારા. ચઉવિહ ચાર પ્રકારના. કસાય-કષાયોથી મુક્કો-મૂકાએલાં ઈઅ-એ પ્રમાણે. અટ્ઠારસ-અઢાર. ગુણેહિં-ગુણોવડે સંજુત્તો-સહિત પંચ-પાંચ. મહવ્વય-મહા પ્રતિજ્ઞાઓથી, મહાન વ્રતોથી જુત્તો-યુક્ત. પંચ વિહાયાર-પાંચ પ્રકારના આચારોને પાલણ-પાળવાને સમત્થો-સમર્થ. પંચ સમિઓ-પાંચ પ્રકારની સમિતિને ધારણ કરનારા અને તિગુત્તો-મનોગુપ્તિ, વચનગુપ્તિ તથા કાયગુપ્તિ એ ત્રણ ગુપ્તિવાળા એમ

સર્વે મળીને. છત્તીસ-છત્રીશ. ગુણો-ગુણોવાળા. ગુરુ-ગુરુ. મજ્ઝ-મારા.

## સૂત્રાર્થ

પંચિંદિય સંવરણો-(૫) પાંચ ઇંદ્રિયોના વિકારોને રોકનારા.

તહ નવવિહ બંભચેરગુત્તિધરો-(૯) તથા નવ પ્રકારની (શિયળવ્રતની વાડોને) બ્રહ્મચર્યની ગુપ્તિને ધારણ કરનાર.

ચઉવિહ કસાયમુક્કો-(૪) ક્રોધ, માન, માયા અને લોભ એ ચારે પ્રકારના કષાયોથી દૂર રહેનારા.

ઇય અટ્ઠારસ ગુણેહિં સંજુત્તો-એ અઢાર ગુણોએ કરી સહિત (૧)

પંચ મહવ્વયજુત્તો-(૧) હિંસા ન કરવી. (૨) જૂઠું ન બોલવું. (૩) ચોરી ન કરવી. (૪) સ્ત્રીને અડવું પણ નહીં. (૫) કોઈપણ જાતનો પરિગ્રહ રાખવો નહીં, એ પાંચ મહાવ્રતોથી યુક્ત.

પંચ વિહાયાર પાલણસમત્થો-(૫) જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર ને વીર્યાચાર એ પાંચે પ્રકારના આચારોનું પાલન કરવામાં સમર્થ, એટલે કે પુરુષાર્થવાન્ શક્તિશાલી.

પંચ સમિઓ તિ-ગુત્તો-(૫+૩) પાંચ સમિતિઓથી યુક્ત અને ત્રણ ગુપ્તિઓવાળા મન, વચન ને કાયાના અશુભ વ્યાપારોને ગોપવનારા.

છત્તીસ ગુણો ગુરુ મજ્ઝ-એવા ઉપર વર્ણવેલા છત્રીશ ગુણોવાળા મારા ગુરુ મહારાજ છે. (તેમની હું સ્થાપના કરું છું). (૨)

## ભાવાર્થ

આ સૂત્રમાં આચાર્ય મહારાજના છત્રીશ ગુણો ગણાવ્યા છે. ...ર્ય મહારાજ કે ગુરુ મહારાજ હાજર ન હોય તો તે ગુણોની

અવળા હાથે નવકાર ને પંચિંદિય સૂત્રોથી સ્થાપના કરીને તે સ્થાપેલા સ્થાપનાચાર્યજીની સામે, જાણે ગુરુ મહારાજ પોતે સન્મુખ જ બેઠા છે, તેમ ધારી સામાયિક આદિ ધાર્મિક ક્રિયાઓ કરી શકાય છે ગુરુ મહારાજના સ્થાને પુસ્તક, નવકારવાળી, સાપડા અથવા સમ્યગ દર્શન, જ્ઞાન, ચારિત્રના કોઈ પણ ઉપકરણ વિગેરેને ઊંચા સ્થાને મૂકીને નવકાર ને પંચિંદિયસૂત્ર બોલી સ્થાપનાચાર્ય સ્થાપવામા આવે છે તેની સામે પણ ક્રિયા કરવાથી ક્રિયા શુદ્ધ થઈ શકે છે તેથી આ સૂત્રનુ બીજુ નામ સ્થાપનાસૂત્ર પણ કહેવાય છે

## પરિમલ

★ *કાયા અને મનને કાબુમા લાવવામા પરમ સાધનભૂત પાંચ સમિતિઓ અને ત્રણ ગુપ્તિઓ, શરીરની અંદર રહેલા આત્મા પર સતત ચોકી પહેરો ભરે છે જો ગુરુમહારાજના આચારોમા તે ન હોત તો તેમને પૂજત કોણ ? તેના આધારે જ તેઓ વિશુદ્ધ અને પવિત્ર હૃદયના ગણાય છે, અને દુનિયા પર સારી અસર ને છાપ પાડી શકે છે*

★ *ગુરુમહારાજના હૃદયમા રહેલી શુભ લાગણીઓનો પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિના પાલનથી સાક્ષાત્કાર થતો દેખાય છે, કે મન વચન અને કાયા ઉપર તેઓનો કેટલો કાબૂ છે*

★ *ધાર્મિક અનુષ્ઠાનોમા સમ્યગ્ ઉપયોગપૂર્વક જે પ્રવૃત્તિ કરાય તેનુ નામ સમિતિ, એ તેનો સાદો અર્થ છે તેમ જ ચંચલ મન, વચન કે કાયાને સ્થિર રાખવા, કે અશુભ પ્રવૃત્તિથી દૂર નાખવા એ ગુપ્તિનો અર્થ છે*

★ *દુનિયામા આજે જેમ જુદાજુદા કાર્યો માટે જુદીજુદી સમિતિઓ સ્થાપી તે દ્વારા વ્યવસ્થાતંત્ર ચલાવાય છે, તેમ આત્માનુ સીધુ વ્યવસ્થાતંત્ર ચલાવવા માટે કેવળજ્ઞાની શ્રીવીતરાગ ભગવતોએ પાંચ સમિતિઓ અને ત્રણ ગુપ્તિઓ જણાવી છે, એમ એક અપેક્ષાએ કહી શકાય*

★ *બીજાને દુ ખ ઉત્પન્ન થઈ જાય તેવી કટુતા આપણા સ્વાર્થી મુખમા માટે ભાગે હોય છે એવા વચનની મધુરતા કેળવવા માટે વીતરાગ ભગવતોએ ભાષાસમિતિ રાખવાનુ મુનિરાજોને ખાસ ફરમાન કર્યું છે*

## મગળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧–પચિંદિય સૂત્ર શા માટે છે? તેમા શુ આવે છે?

ઉત્તર —સામાયિક લેતા સ્થાપનાજી સ્થાપવા માટે આ સૂત્ર નવકારમત્રની પછી તુરત જ બોલાય છે તેમા આચાર્ય મહારાજના ૩૬ ગુણો વર્ણવાયા છે

પ્રશ્ન ૨ આચાર્ય મહારાજના ૩૬ ગુણો જણાવો

ઉત્તર—૫ ઇદ્રિયોના વિકારોને રોકવા ૯ શિયળવ્રતની વાડોને સાચવી ૪ કષાયોને જીતવા ૫ મહાવ્રતોને ધારણ કરવા ૫ મહાન આચારોને પાળવા ૫ સમિતિ અને ૩ ગુપ્તિને ધારણ કરવી એમ કુલ ૩૬ ગુણ આચાય મહારાજના છે આવા ૩૬ ગુણો જેઓમા હોય તે આચાય મહારાજ પરમેષ્ઠિના ત્રીજા પદને દીપાવે છે આ ગુણોના કારણે તે ભાવાચાર્ય કહેવાય છે

પ્રશ્ન ૩–પાચ ઇદ્રિયોનુ કામ વ્યવહારિક ભાષામા સમજાવો

ઉત્તર—(૧) સ્પર્શેદ્રિય (ચામડી)–સ્પર્શ પારખવાનુ કામ કરે છે

(૨) રસનેદ્રિય (જીભ)–સ્વાદ જણાવવાનુ કામ કરે છે

(૩) ઘ્રાણેદ્રિય (નાક)–ગધ ઓળખવાનુ કામ કરે છે

(૪) નેત્રેદ્રિય (આખ) જોવાનુ કામ કરે છે)

(૫) શ્રોત્રેદ્રિય અથવા કર્ણેદ્રિય (કાન) સાભળવાનુ કામ કરે છે (ઇદ્રિયોનો ક્રમ પણ આ પ્રમાણે જ છે જેમકે એકેદ્રિય જીવોને એક જ માત્ર સ્પર્શેદ્રિય હોય છે બે ઇદ્રિયને સ્પર્શ અને રસના એમ બે ઇદ્રિયો હોય છે તે ઇદ્રિયને ઘ્રાણ વધે છે ચઉરિદ્રિયને આખ અને પચેદ્રિયને શ્રોત્ર વધે છે

પ્રશ્ન ૪-પાંચ મહાવ્રતોનું સ્વરૂપ સમજાવો
ઉત્તર—(૧) પ્રાણાતિપાતવિરમણ-જીવહિંસા ન કરવી તે
(૨) મૃષાવાદવિરમણ-જૂઠું ન બોલવું તે
(૩) અદત્તાદાનવિરમણ-ચોરી ન કરવી તે
(૪) મૈથુનવિરમણ-બ્રહ્મચર્ય પાળવું તે
(૫) પરિગ્રહવિરમણ-ધન ધાન્યાદિનો સંગ્રહ ન કરવો તે

સૂક્ષ્મ જીવદયાનું પાલન અને કંચનકામિનીનો ત્યાગ એ આ મહાવ્રતોમાં મુખ્ય તત્ત્વ છે તે આજની દુનિયા માટે બહુ જ મુશ્કેલ છે, કારણ કે આજની દુનિયા તો સ્ત્રી અને ધનની પાછળ ગાંડી છે અર્થકામની પૂજારી બની જવાથી હેરાન પરેશાન બની જવા પામી છે તેથી જ તે તત્ત્વ અત્યંત મહત્ત્વનું છે એમ સ્પષ્ટ સમજાય તેમ છે

પ્રશ્ન ૫-પાંચ સમિતિઓના નામો તથા તેની સમજણ આપો
ઉત્તર—(૧) ઈર્યા સમિતિ-હાલતા ચાલતા રસ્તામાં જોઈને ચાલવું
(૨) ભાષા સમિતિ-બોલવામાં (સંયમ રાખી) યોગ્ય ને જરૂરી જ બોલવું તે પણ મધુર અને બીજાનું હિત થાય તેવું
(૩) એષણા સમિતિ-આહાર પાણી કે જરૂરી ચીજો દોષરહિત મેળવવી મુનિરાજ ગોચરી પાણીમાં દોષ ન લાગે તેવી કાળજી રાખે તે
(૪) આદાનભંડમત્ત નિક્ષેપણા સમિતિ-પાત્ર પ્રમુખ ઉપયોગી ચીજોને લેતા મૂકતા પ્રમાર્જના કરવી, યતના રાખવી તે
(૫) પારિષ્ઠાપનિકા સમિતિ સ્થંડિલ, માત્રુ (ઝાડો, પેશાબ) વિગેરે નકામી ચીજો રકવામાં જીવયતના પાળવી તે

પ્રશ્ન ૬-ત્રણ ગુપ્તિઓનાં નામ તથા સમજણ આપો
ઉત્તર—(૧) મનોગુપ્તિ-મનના અશુભ વિચારો પર કાબૂ રાખવો
(૨) વચનગુપ્તિ-બોલવા પર કાબૂ રાખવો બીજાને દુઃખ થાય તેવું ન બોલવું

(૩) કાયગુપ્તિ-કાર્ય પ્રસંગે શરીરનું હલનચલન કરતા પ્રમાર્જનાપૂર્વક ઉઠવું, બેસવું, જવું, આવવું તે

પ્રશ્ન ૭-સ્થાપના સ્થાપતી વખતે હાથ ઉંધો કેમ રખાતો હશે?

ઉત્તર—કોઇ વસ્તુનું આરોપણ કરતા, કે કોઇ વસ્તુ કોઇને આપતા આ રીતે હાથ રખાય છે, તેમ અહીં ગુણીની સ્થાપના તથા ગુણોનું આરોપણ કરવાનું છે, કે આવા ગુણો હોય, તેને હું ગુરુ માનીશ, અને તેવા પવિત્ર ગુરુની સાક્ષીમાં હું આ ક્રિયા કરૂં છું તે કારણથી ઉંધો હાથ રખાય છે

  

# ૩. શ્રીખમાસમણ (પ્રણિપાત) સૂત્ર

## અન્વયાર્થ

ઇચ્છામિ-હું ઇચ્છું છું ખમાસમણો-હે ક્ષમાશ્રમણ (ક્ષમાને ધારણ કરનાર મુનિરાજ) તપસ્વી! વંદિઉં વાંદવાને જાવણિજ્જાએ-શરીરની શક્તિ સહિત નિસીહિઆએ-પાપવાળા વ્યાપારોનો ત્યાગ કરીને મત્થએણ-મસ્તકથી મસ્તક નમાવી વંદામિ-વંદના કરું છું

## સૂત્રાર્થ

**ઇચ્છામિ ખમાસમણો વંદિઉં**-હે ક્ષમાશ્રમણ તપસ્વી મુનિરાજ! હું વંદન કરવાને ઇચ્છું છું.

**જાવણિજ્જાએ નિસીહિઆએ**-મારા શરીરની શક્તિ સહિત તથા પાપવ્યાપારોનો ત્યાગ કરીને હું—

**મત્થએણ વંદામિ**-મસ્તક નમાવી વંદના કરું છું

## ભાવાર્થ

બે ઢીંચણ બે હાથ અને મસ્તક આ પાંચે અંગ ભૂમિએ શે એ રીતિએ પ્રણામથી વંદન થાય તેને ખમાસમણ કહેવાય આ સૂત્રનું બીજું નામ "પંચાંગ પ્રણિપાત" સૂત્ર પણ કહેવાય છે

## પરિમલ

★ દેવને, ગુરુમહારાજને કે જ્ઞાનને વંદન કરવા માથું નમાવાય છે, તે નમ્રતા અને વિનય ગુણને બતાવનાર છે.

★ જેમ સલામ કરવાનો પશ્ચિમ દેશોમાં રિવાજ છે, તથા જેમ આર્યદેશમાં હાથ જોડીને પ્રીતિ બતાવવાની જે પ્રણાલિકા છે, તેમ શાસ્ત્રીય પદ્ધતિ "પંચાંગ પ્રણિપાત"ની છે. તેમાં વળી આ શબ્દોના ઉચ્ચારણપૂર્વક નમવું જોઇએ, તેમ પણ આ સૂત્ર શિખવાડે છે.

★ મોટા માણસની સન્મુખ બોલવું હોય, કે શિષ્ટસમાજના સભ્યો આગળ કાંઈ બોલવું હોય, તો તે વખતે ઘણાં માણસો ધ્રુજે છે, ને કંપે છે, કારણ કે તે બધાની આગળ તે બહુ અજ્ઞાન છે. તેનું અજ્ઞાન તેને કંપાવે છે. તેવી જ રીતે અહીં વંદના કરતાં દેવવંદન કે ગુરુવંદન કરનારના કર્મો ધ્રુજે છે. તેનાથી ઘોર કર્મોનો નાશ થાય તેમાં નવાઈ નથી.

## સરળ પ્રશ્નોત્તરી

**પ્રશ્ન ૧**–ખમાસણ સૂત્રનું બીજું નામ શું છે? તેનો ઉપયોગ જણાવો.

**ઉ-તર**—ખમાસમણ સૂત્રને **"પ્રણિપાત"** સૂત્ર કહે છે. આ સૂત્રથી દેવગુરુને પ્રણામ કરાય છે. દોષથી ભરેલા એવા પોતાને આવા ગુણોનું ધામ મળવાથી હૃદય ઝુકી જાય છે, તેથી શરીરનું ઉત્તમ અંગ મસ્તક નમી પડે છે. ગુણીને નમી પડવાથી પોતાની ઓછાશ પોતાને જણાઇ આવે છે, અને વંદ્યની અધિક ગુણસંપન્નતા નજર સન્મુખ આવી જાય છે. આવા ગુણો મારામાં ક્યારે પેદા થાય તેવી ઝંખના પણ થાય છે.

**પ્રશ્ન ૨**–પ્રણામ કેવી રીતે થઇ શકે? તેનું નામ શું?

**ઉત્તર**—બે હાથ જોડી, બે ઢીંચણ જમીન પર લગાડી અને ભૂમિએ લગાડવાપૂર્વક માથું નમાવી પ્રણામ કરાય, તેને **"પંચાંગ પ્રણિપાત"** કહેવાય છે. આ નમસ્કારની પહેલાં, ઘરનાં કે સંસારના બીજા સર્વે પાપવ્યાપારોનો "નિસીહિ" શબ્દથી ત્યાગ કરવામાં આવે છે. બીજા વ્યાપારોને ભૂલી જવાય, તો જ પ્રણામમાં ભાવશુદ્ધિ આવી શકે, એ કારણથી મંદિરે કે ઉપાશ્રયે દેવ કે ગુરુની પાસે જતાં 'નિસીહિ' કહેવાનો રિવાજ ને વિધિ છે, વ્યાપાર શબ્દથી અહીં પ્રવૃત્તિઓ સમજવી.

**પ્રશ્ન ૩**–નમન અને વંદન એ બેમાં કંઈ ફરક હશે ખરો?

**ઉત્તર**—"નમો અરિહંતાણં" માં નમસ્કાર કર્યો છે, તે મનથી પણ થાય છે. તેથી તો નવકારવાળીમાં એ નવકાર ગણાય છે. હૃદયના ભાવપૂર્વકના નમસ્કાર તેમાં મુખ્ય છે. ત્યાં શ્રી અરિહંતોને કાયાથી શરીર નમાવીને વંદના કરવાની નથી. તેમાં કેવળ નમસ્કારથી સંતોષ માનવાનો છે. ત્યારે ખમાસમણુમાં તો કાયાને નમાવવી જ પડે. એટલે શરીરને કે મસ્તકને નમાવ્યા વિના "ઇચ્છામિ ખમાસમણ" નું સૂત્ર બોલી શકાય નહીં. આટલો નમન અને વંદનમાં ફેર થઇ શકે છે. બાકી તો બેઉ ક્રિયાથી કર્મ ખપાવવાનું જ ધ્યેય સાચવવાનું છે.

# ૪. ઇચ્છકાર સૂત્ર

(સુગુરુને સુખશાતાપૃચ્છા)

## અન્વયાર્થ

ઇચ્છકાર-હું ઇચ્છું છું. સુહરાઇ-રાત્રીએ સુખપૂર્વક અથવા સુહદેવસિ-દિવસે સુખપૂર્વક. સુખતપ-તપમાં સુખપૂર્વક. શરીરનિરાબાધ-શરીરે રોગરહિતપણે સુખ સંજમ જાત્રા-સુખે સંયમયાત્રામાં. નિર્વહો છોજી-સુખરૂપ પ્રવર્તો છોજી? સ્વામિ-હે પૂજ્ય! શાતા છે જી?-સુખશાતા છે? ભાતપાણી-આહારપાણીનો. લાભ દેજોજી-વહોરવા પધારી અમારુ આંગણું પાવન કરશોજી.

## સૂત્રાર્થ

ઇચ્છકાર સુહરાઈ, સુહદેવસિ-હે ગુરુમહારાજ! હું જાણવાને ઇચ્છું છું, કે આપે સુખે રાત્રી પસાર કરી? દિવસને વિષે સુખશાતા હતી? (રાત્રીની શાતા સવારે પૂછાય છે દિવસની શાતા બપોર પછી પૂછાય છે એટલે આ બે શબ્દો સાથે સાથે બોલાતા નથી)

સુખ તપ, શરીર નિરાબાધ-તપમા સુખરૂપ વર્તો છો? શરીરે રોગરહિતપણે વર્તો છો?

સુખસંજમ જાત્રા નિર્વહો છો જી!-સંયમરૂપી યાત્રામાં સુખપૂર્વક પ્રવર્તો છો જી

સ્વામિ શાતા છે જી?-હે પૂજ્ય! આપને શાતા છે? (એટલે કે કાંઈ અશાતા જેવું તો નથી ને? અશાતા કે પીડાનુ કોઇ કારણ હોયતો તે દૂર કરવા હું પ્રયત્ન કરી શકુ. જેથી મને સેવાનો લાભ મળે એવી મારી મનોભાવના છે)

ભાતપાણીનો લાભ દેજોજી—આહાર પાણી વિગેરે જે કોઇપણ ચીજનો ખપ હોય તે વહોરવા પધારશોજી (કે જેથી હું કૃતાર્થ થાઉં.)

## ભાવાર્થ

ગુરુવંદન કરવા જતા આ સૂત્રથી ગુરુમહારાજોને સુખશાતા પૂછાય છે એટલે કે દિવસમાં સવારે, બપોર અને સાંજ એમ ત્રણ વાર તારક ગુરુ મહારાજોને વંદના કરી શાતા પૂછવી જોઇએ

શક્તિઓ ત્રણ વખત વંદના કરવાનું ગૃહસ્થીથી બને તેમ નહીં હોવાથી, સાંજે પ્રતિક્રમણ કર્યા બાદ શ્રાવક ગુરુ મહારાજને તે બદલ "ત્રિકાલ વંદના" કહીને ઘેર જાય છે

★ ગુરુમહારાજના વચન પર એટલા માટે જ વિશ્વાસ રાખવામાં આવે છે, કે તેઓએ આખી જિંદગી જૂઠું નહિ બોલવાની પ્રતિજ્ઞા લીધી છે. તેઓ આપણને જે ઉપદેશ આપે છે, તે પણ વીતરાગી કેવલજ્ઞાની ભગવંતે જે જે કહ્યું છે, તે પ્રમાણે જ આપે છે. પોતાનું મન ફાવતુ કપોલકલ્પિત બોલી શકતા નથી.

★ કોઈ સગાંવહાલાને આપણે જ્યારે મળીએ છીએ, ત્યારે ક્ષેમકુશળ પૂછીએ છીએ, કે કેમ ઘરમા બધાં ખુશી-મજામાં છે ને? તેમ ગુરુમહારાજને દિવસમાં ત્રણ વાર દરેક આરાધકે સુખશાતા પૂછવી જ જોઈએ તે પૂછવાની આપણી ફરજ છે કારણ કે આત્મિક દ્રષ્ટિએ આપણા સાચા તારનાર સગા તેઓ જ છે, અને તેઓએ ઘરબાર ત્યાગ્યા હોવાથી, તેઓના પણ ખરા સગા આપણે જ કહેવાઇએ. ભવોભવન તારક-સેવકનુ આ સગપણ છે.

★ શરીરનો રોગ વૈદ્ય કે ડૉક્ટર કાઢે છે, તથા ધોબી મેલા કપડાનો મેલ કાઢી આપે છે, તેમ ગુરુમહારાજ આપણા આત્મામા રહેલાં દૂષણો અને વિકારોને દૂર કરે છે એટલે તેઓ આપણને શુદ્ધ કરનારા છે

★ વિમાનને જેમ યથાસ્થાને પહોંચાડનારા પાયલૉટ હોય છે, તેમ ધર્મના માર્ગે આપણને દોરનારા ગુરુમહારાજ છે જેમ પાયલૉટ શિક્ષિત હોય છે, તેમ ગીતાર્થ ગુરુમહારાજ જિનની આજ્ઞાના જાણ હોય છે શિક્ષણ લીધા વિના કોઈ પાયલૉટ વિમાન ઉડાડે તો નુકશાન પહોંચાડે, તેમ ધર્મ ચલાવનારા ગુરુઓ ચારિત્ર ગુણ વિનાના કે જ્ઞાન વિનાના હોય તો નુકશાન પહોંચાડે

★ વિમાનને ચલાવનાર જેમ સારો પાયલૉટ હોય, તો વિમાનની સફર સફળ નિવડે તેમ દૃષ્ટિરાગ પોષનારા નહી પરતુ સન્માર્ગ બતાવનાર સારા ગુરુનો સુયોગ થાય, તો આપણા ભવનો પણ ફેરો ટળે ને મુક્તિએ પહોંચાય.

★ વિમાનમા જેમ હાઇડ્રોજન વાયુ ભરવામા આવે છે, તેમ ધર્મી આત્માઓમા ઉત્તમ ભાવનારૂપી વાયુ ગુરુમહારાજ ભરતા હોવાથી જિંદગી સુધારી શકાય છે

★ કન્યા જેમ સાસરે જાય ત્યારે તેનુ જૂનુ સગપણ બદલાઇને નવુ થાય છે, તેમ સમકિત પામે ત્યારે આત્માને દુનિયાદારીનુ સગપણ બદલાઇને દેવનુ ગુરુનુ ને ધર્મનુ નવુ સગપણ થાય છે, તેથી દેવ અને ધર્મનો પરિચય કરાવનાર ગુરુ પ્રત્યે મમત્વ ભાવ વધે છે

## સરળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧– ઇચ્છકાર સૂત્ર" શા ઉપયોગમા આવે છે?

ઉત્તર —ગુરુમહારાજોને સુખશાતા પૂછવા આ સૂત્ર ઉચ્ચારાય છે અશાતાને નીચ કર્મનો ઉદય થયો હોય, અથવા સયમની સાધના કરતા કોઇ વિઘ્ન દિવસને વિષે રાત્રિને વિષે કે તપસયમમાં આવ્યા હોય તો તેને શક્તિ અનુસાર દૂર કરવાની ભાવનાને સફળ કરવા માટે આ પૂછાય છે છેવટે સુપાત્રદાનની તમન્નાથી ગોચરી પાણી માટે વિનતિ કરાય છે

પ્રશ્ન ૨ શુ આ આમત્રણ આહારપાણી માટે જ છે?

ઉત્તર —આહારપાણીથી બીજી વસ્તુઓ જેવી કે વસ્ત્ર, પાત્ર, ઔષધ મકાન વિગેરે પણ સમજવુ

પ્રશ્ન ૩–દેવસિ અને રાઈ શબ્દો શુ સૂચવે છે? તેનો કાળ કેટલો કહેવાય?

ઉત્તર —દેવસિ એટલે દિવસ સબધી બપોરના બાર વાગ્યાથી રાત્રિના બાર વાગતા સુધી દિવસ ગણાય છે રાઇ એટલે રાત્રિ સબધી, રાત્રિના બાર વાગ્યાથી સવારે બાર વાગતા સુધી રાત્રિ ગણાય છે

પ્રશ્ન ૪–શાતા શુ કામ પૂછવી જોઇએ?

ઉત્તર —અશાતા હોય તો ઉપાય કરવા જોઇએ અને સુખશાતા હોય તો આનદ થાય આ ભક્તિનો એક ઉપાય છે ગુરુ ભક્તિ પણ મુક્તિને આકર્ષે છે

# ૫. શ્રી ઇરિયાવહી (પ્રાયશ્ચિત્ત) સૂત્ર

## અન્વયાર્થ

ઈચ્છાકારેણ-આપની ઇચ્છાથી. સંદિસહ-આજ્ઞા આપો. ભગવન્-હે પૂજ્ય! ઇરિયાવહિયં-માર્ગમાં ચાલતા લાગેલા પાપોથી. પડિક્કમામિ-હું પ્રતિક્રમું? એટલે કે તે પાપોથી પાછો હઠું? ઈચ્છં-આજ્ઞા પ્રમાણ છે. ઇચ્છામિ-ઇચ્છું છું પડિક્કમિઉં-પ્રતિક્રમણ કરવાને. ઇરિયાવહિયાએ-માર્ગમાં ચાલતાં વિરાહણાએ-વિરાધના થવાથી. ગમણાગમણે-જતાં આવતાં પાણક્કમણે-પ્રાણી કે જીવો ઉપર પગ મૂકાઇ જતાં, ચાંપતાં. બીઅક્કમણે-બીજને પગ નીચે ચાંપતાં. હરિયક્કમણે-લીલી વનસ્પતિને ચાંપતાં. ઓસા-ઝાકળ. ઉત્તિંગ-કીડિયારૂં, કીડીનાં દરો-રહેવાનાં સ્થાનો. પણગ-સેવાળ, લીલ, ફુગ. દગ-કાચું પાણી. મટ્ટી-માટી. મક્કડા-કરોળિયાનાં. સંતાણા-જાળાં. સંકમણે-પગથી ચાંપતાં કે દબાવતાં. જે-જે. મે-મેં. જીવા-જીવો. વિરાહિયા-વિરાધ્યા હોય. એગિંદિયા-એક ઇંદ્રિયવાળા જીવો. બેઇંદિયા-બે ઇંદ્રિયોવાળા. તેઇંદિયા-ત્રણ ઇંદ્રિયોવાળા. ચઉરિંદિયા-ચાર ઇંદ્રિયોવાળા પંચિંદિયા-પાંચ ઇંદ્રિયોવાળા. અભિહયા-લાતે માર્યા હોય. વત્તિયા-ધૂળવડે ઢાંકયા હોય લેસિયા-ભોંય સાથે ઘસ્યા હોય. સંઘાઇયા-ભેગા કર્યા હોય સંઘટ્ટિયા-સ્પર્શ કર્યા હોય. પરિયાવિયા-કષ્ટ ઉપજાવ્યા હોય. કિલામિયા-ખેદ પમાડયા હોય. ઉદ્દવિયા-બીવડાવ્યા હોય કે ત્રાસ પમાડયા હોય. ઠાણાઓ ઠાણં-એક ઠેકાણેથી બીજે ઠેકાણે, સંકામિયા-ખસેડયા હોય. જીવિયાઓ-જીવિતથી. વવરોવિયા-ચૂકાવ્યા હોય. તસ્સ-તે. મિચ્છા-મિથ્યા થાઓ. મિ-મારૂં. દુક્કડં-પાપ અથવા દુષ્કૃત.

## પરિમલ

★ જૈન દર્શનની દયા અહિંસા કેટલી ઉંડાણ રહસ્યવાળી છે, તે "ઇરિયાવહી" સૂત્રમાંથી મળી આવે છે પારકાના આત્માઓ આપણાથી કેવી કેવી રીતે દુભાય છે, ને તેવી સૂક્ષ્મ હિંસાથી પણ કેવા કેવા પાપો લાગે છે, તે પણ આ સૂત્રમાંથી આપણને જાણવાનુ મળે છે, ને તેના પાપથી છૂટવાનુ પણ આ સૂત્રથી બને છે

★ "હિંસા માત્ર પચેંદ્રિય જીવોની જ હોઈ શકે છે' તેવુ માનનારાઓને આ સૂત્ર પડકાર કરે છે, કે પચેંદ્રિય સિવાયની એકેંદ્રિયથી ચઉરિંદ્રિય સુધીની હજી ઘણી મોટી દુનિયા છે તે જીવો પણ હિંસા કરવા લાયક નથી જીવમાત્રનો વસવાટ એકેંદ્રિયથી પચેંદ્રિય સુધીમા છે તે પણ આ સૂત્રથી સિદ્ધ થાય છે

★ એકેંદ્રિયથી પચેંદ્રિય સુધીની આવી સૂક્ષ્મ-અહિંસા બીજા કોઈ દર્શનકારો બતાવી શક્યા નથી, માટે આ જૈન સિદ્ધાંતો સર્વજ્ઞ કથિત છે એ સિદ્ધ થાય છે

## સરળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧–"ઇરિયાવહી" સૂત્ર શા માટે બોલાય છે? તેનુ બીજું નામ શુ છે?

ઉત્તર—જતાં આવતા જમીન ઉપર હાલતા ચાલતા આપણા આત્માથી જાણતા કે અજાણતા જે કાંઇ અપરાધો થએલ હોય, તેની ક્ષમા માગવા માટે આ સૂત્ર સામાયિક આદિમાં બોલાય છે, તેને પ્રાયશ્ચિત સૂત્ર પણ કહેવાય છે બાલ મુનિશ્રી "અઇમુત્તાજી"ને આ સૂત્ર બોલતા બોલતા, પાપનુ પ્રાયશ્ચિત કરવાની વિશુદ્ધ ભાવનાથી આલોચના કરતા કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ હતુ જીવવિરાધનાઓથી મલિન થએલા આત્માને પવિત્ર કરવાનુ આ મહાન સૂત્ર છે.

ઉ-૧૨ —ઇરિયાવહી કરતાં પણ કોઈ પાપ રહી જવા પામ્યું હોય તે પાપની વિશેષ શુદ્ધિ કરવા તથા આત્માની વિશેષ પ્રકારે પવિત્રતા કરવા માટે આ સૂત્ર બોલાય છે. માયા, નિયાણુ ને મિથ્યાત્વ એ ત્રણ શલ્યો છે.

પ્રશ્ન ૨-શલ્ય એટલે શું ? અને તે શું કરે છે ?

ઉ-તર —પગમાં કાંટો વાગે ને ખૂંચે તથા પેટમાં ચૂંક આવે ને દુઃખે તેવું આત્મામાં પાપરૂપ શલ્ય કહેવાય છે. એ ત્રણ કે તેમાંથી એક પણ શલ્ય, આપણામાં તે ખૂંચ્યા કરે છે, ને પીડા આપે છે, એટલે તે જ્યાં સુધી હોય ત્યાં સુધી શુધ્ધિ શક્ય નથી, માટે આત્માને શલ્ય રહિત કરવાનું અહીં સૂચન કરવામાં આવ્યું છે. શલ્ય જવાથી સરળતા અથવા નિખાલસતા નામનો ગુણ પ્રગટ થાય છે

પ્રશ્ન ૩—માયા, નિયાણ ને મિથ્યાત્વ એ ત્રણેય શલ્યોના અર્થ સમજાવો

ઉ-તર —(૧) પાપને છુપાવવા ખાતર નિખાલસતા તજીને કપટ કે છળપ્રપંચ કરવા તે માયાશલ્ય. (૨) મોક્ષ માટેની ક્રિયાના બદલામાં મોક્ષ ન માંગતા. અમુક ઇષ્ટ સામાજિક માગણી કરવી તે નિયાણશલ્ય, જેને નિયાણું કહેવામાં આવે છે (૩) કુદેવ, કુગુરુ અને કુધર્મમા શ્રદ્ધા ગણવી તે મિથ્યાત્વશલ્ય. કેવળજ્ઞાની ન હોય તે કુદેવ, પંચ મહાવ્રતધારી ન હોય તે કુગુરુ તથા વિષય કષાયને પોષનારો ને જીવદયા વિનાનો તે કુધર્મ, એ ત્રણેય શબ્દોની ટૂંકી વ્યાખ્યાઓ ગણાય

વિસ'લ્લીકરણેણં-માયાશલ્ય, નિયાણશલ્ય ને મિથ્યાત્વશલ્ય
એ ત્રણ શલ્યોથી રહિત થવા માટે
પાવાણ કમ્માણ-પાપ કર્મોનો
નિગ્ઘાયણટ્ઠાએ-નાશ કરવા માટે
ઠામિ કાઉસ્સગ્ગં-કાઉસ્સગ્ગમાં રહું છું

## ભાવાર્થ

પાપથી લેપાએલો આત્મા ઇરિયાવહીથી શુદ્ધ તો થાય છે, તે છતાં જે કાંઇ હજી અશુદ્ધિ બાકી રહી હોય તેને વિશેષ પ્રકારે શુદ્ધ કરવાનું આ સૂત્રમાં જણાવવામાં આવ્યુ છે સમયે સમયે આત્મા કર્મ બાંધે છે દોષો પણ ઘણા લાગે છે તે પાપોનું પ્રાયશ્ચિત લેવું જોઇએ, એવું શાસ્ત્રોમાં વિધાન છે

## પરિમલ

★ *આત્માને શુદ્ધ કરવાના ઉપાયો આ સૂત્રમાં જે બતાવ્યા છે તે ઘણાજ મહત્વભર્યા છે જેમકે (૧) પાપોનું પ્રાયશ્ચિત લેવું જોઇએ (૨) આત્મા અશુદ્ધ છે તેને શુદ્ધ કરવાની જરૂર છે (૩) શલ્યો જ્યાં સુધી હોય ત્યાં સુધી ક્રિયા માત્ર નિષ્ફળ થાય છે તે માટે સૌથી પહેલા ત્રણ શલ્યોને ઓળખવા જોઇએ અને તેને દૂર કરવાના યત્નો થવા જોઇએ (૪) પાપનિર્ઘાત કર્મ નિર્ઘાતને સિદ્ધ કરી આપે છે (૫) કર્મનાશથી આત્મા પોતાનું સુખ મેળવી શકે છે*

★ *કાઉસ્સગ્ગથી શુદ્ધિ થઇ શકે છે એટલે તે કયા કારણો માટે કરવા તેની વિધિ આ સૂત્રમાં બતાવી આપે છે*

## સરળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧-તસ્સ ઉત્તરીનો પાઠ શા માટે બોલાય છે? શલ્ય કયા કયા છે?

ઉત્તર —ઇરિયાવહી કરતાં પણ કોઈ પાપ રહી જવા પામ્યું હોય તે પાપની વિશેષ શુદ્ધિ કરવા તથા આત્માની વિશેષ પ્રકારે પવિત્રતા કરવા માટે આ સૂત્ર બોલાય છે. માયા. નિયાણુ ને મિથ્યાત્વ એ ત્રણ શલ્યો છે.

પ્રશ્ન ૨–શલ્ય એટલે શું? અને તે શું કરે છે?

ઉત્તર —પગમાં કાંટો વાગે ને ખૂચે તથા પેટમાં ચૂંક આવે ને દુઃખે તેવુ આત્મામાં પાપરૂપ શલ્ય કહેવાય છે. એ ત્રણ કે તેમાંથી એક પણ શલ્ય, આપણામાં તે ખુંચ્યા કરે છે, ને પીડા આપે છે, એટલે તે જ્યાં સુધી હોય ત્યાં સુધી શુધ્ધિ શક્ય નથી, માટે આત્માને શલ્ય રહિત કરવાનુ અહીં સૂચન કરવામા આવ્યું છે શલ્ય જવાથી સરળતા અથવા નિખાલસતા નામનો ગુણ પ્રગટ થાય છે

પ્રશ્ન ૩–માયા, નિયાણુ ને મિથ્યાત્વ એ ત્રણેય શલ્યોના અર્થ સમજાવો

ઉત્તર —(૧) પાપને છૂપાવવા ખાતર નિખાલસતા તજીને કપટ કે છળપ્રપચ કરવા તે **માયાશલ્ય.** (૨) મોક્ષ માટેની ક્રિયાના બદલામા મોક્ષ ન માગતા, અમુક ઇષ્ટ સાસારિક માગણી કરવી તે નિયાણશલ્ય, જેને નિયાણુ કહેવામાં આવે છે (૩) કુદેવ, કુગુરુ અને કુધર્મમા શ્રધ્ધા રાખવી તે **મિથ્યાત્વશલ્ય.** કેવળજ્ઞાની ન હોય તે કુદેવ, પચ મહા વ્રતધારી ન હોય તે કુગુરુ તથા વિષય કષાયને પોષનારો ને જીવદયા વિનાનો તે કુધર્મ, એ ત્રણેય શબ્દોની ટૂંકી વ્યાખ્યાઓ જાણાય

# ૭. શ્રી અન્નત્થ સૂત્ર.

## અન્વયાર્થ

અન્નત્થ-(આટલા આગારો સિવાય) બીજે ઠેકાણે. ઊસસિએણ-ઊંચો શ્વાસ લેવાથી નીસસિએણ-નીચો શ્વાસ મૂકવાથી ખાસિએણં-ઉધરસ કે ખાંસી આવવાથી છીએણ-છીંક આવવાથી જંભાઇએણ-બગાસું આવવાથી (જો કાઉસ્સગ્ગ કરતાં શરીર હાલી જાય) ઉડ્ડુએણ-ઓડકાર આવવાથી વાયનિસગ્ગેણ-વા છુટ થવાથી ભમલીએ-ચકરી આવવાથી પિત્ત મુચ્છાએ-પિત્તના ઉછાળાના કારણે મૂર્છા આવવાથી સુહુમેહિં-સૂક્ષ્મ રીતે અંગસંચાલેહિં-શરીરના હાલવાથી ખેલસંચાલેહિં-થૂંક કે કફ ગળવાથી દિટ્ઠિસંચાલેહિં-દૃષ્ટિ હાલવાથી એવમાઇએહિ-એ ઉપર જણાવેલા વિગેરે આગારેહિં-(નિયત કરેલી છૂટછાટોથી) આગારોથી અભગ્ગો-અભગ્ન (અખંડિત, અસ્ખલિત, સંપૂર્ણ) અવિરાહિઓ-વિરાધ્યા વિનાનો સમ્યગ્-આરાધેલો હુજ્જ-હોજો મે-મારો કાઉસ્સગ્ગો-કાઉસ્સગ્ગ ('ધ્યાનપૂર્વકનો કાયાનો ઉત્સર્ગ' એટલે ત્યાગ) જાવ-જ્યાં સુધી અરિહંતાણ-અરિહંત ભગવંતાણ-ભગવંતોને નમુક્કારેણ-નમસ્કાર કરીને ન પારેમિ-ન પારું તાવ-ત્યાં સુધી કાય-કાયાને ઠાણેણ-એક જ સ્થાને મોણેણં-મૌન ધારણ કરવાપૂર્વક ઝાણેણ-ધ્યાનવડે અપ્પાણ-આત્માને વોસિરામિ-વોસિરાવું છું (સમગ્ર પ્રવૃત્તિઓથી મનને રોકીને કાયાનો ત્યાગ કરું છું)

## સૂત્રાર્થ

અન્નત્થ ઊસસિએણં-આ (આગારો) સિવાય બીજે ઠેકાણે (બીજી કોઇપણ પ્રવૃત્તિથી કાયોત્સર્ગનો ભંગ થાય છે) (૧) ઊંચો શ્વાસ ખેંચવાથી (૨) નીચો શ્વાસ મૂકવાથી, કાઉસ્સગ્ગ કરતી વખતે શરીર હાલે તો પણ

**ખાસિએણં છીએણં જંભાઇએણં**–(૩) ઉધરસ આવવાથી, (૪) છીંક આવવાથી, (૫) બગાસું આવવાથી.

**ઉડ્ડુએણં વાયનિસગ્ગેણં**–(૬) ઓડકાર કે હેડકી આવવાથી (૭) વાછૂટ થવાથી.

**ભમલીએ પીત્તમુચ્છાએ**–(૮) ચકરી આવવાથી. (૯) પિત્તના ઉછાળ ના કારણે મૂર્છા આવવાથી કે ઉલ્ટી (બકારી) થવાથી,

**સુહુમેહિં અંગસંચાલેહિં, સુહુમેહિં, ખેલસંચાલેહિં.** **સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં**–(૧૦ સૂક્ષ્મ રીતે શરીર–જેમ કે આંખની પાપણ–હલાવવાથી. (૧૧) સૂક્ષ્મ રીતે થૂંક કે કફ ગળવાથી (૧૨) સૂક્ષ્મ રીતે નજર ફરવાથી

**એવમાઇએહિં આગારેહિં**–એ ઉપર જણાવેલા ૧૨ આગારો વિગેરે રાખીને હું કાઉસ્સગ્ગ કરુ છુ. તેથી (વિગેરે શબ્દથી સર્પ, અગ્નિ જેવાના ઉપદ્રવો જાણવા )

**અભગ્ગો અવિરાહિઓ હુજ્જ મે કાઉસ્સગ્ગો**–મારો કાઉસ્સગ્ગ, તેમાનું કાંઇ પણ બને તો પણ અખંડિત અને વિરાધના-રહિત, એટલે શુદ્ધ, પરિપૂર્ણ ને આરાધનાવાળો હોજો.

**જાવ અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં ન પારેમિ**–જ્યાં સુધી અરિહંત ભગવંતોને નમસ્કાર કરીને ન પારું, એટલે કાઉસ્સગ્ગ પૂર્ણ થતા "નમો અરિહંતાણં" બોલીને ન પારું.

**તાવ કાયં ઠાણેણં મોણેણં ઝાણેણં અપ્પાણં વોસિરામિ**–ત્યાં સુધી કાયાને એક જ સ્થાને સ્થિર રાખવા પૂર્વક, મૌનપણે (મુખેથી એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના ) અને શુભ ધ્યાનના વ્યાપાર સહિત ( કોરા શૂન્ય બેસી રહીને નહીં. )મારા આત્માને (એટલે કે પોતાની કાઉસ્સગ્ગ સિવાયની ચચલ વૃત્તિને) વોસિરવું છું, એટલે કે દરેક જાતની બહારની પ્રવૃત્તિથી

પ્રમાણ ગણાય છે ૮ શ્વાસોશ્વાસ પ્રમાણ એક નવકારનો આ કાઉસ્સગ્ગ શુદ્ધ રીતિએ જે આત્મા કરે તે ભાગ્યશાળી પુણ્યાત્મા ૧૯,૬૩૨૦૭ ૫ લ્યોપમનુ દેવગતિનુ આયુષ્ય બાધે છે આ પ્રમાણે નવકારના કાઉસ્સગ્ગનુ ભાનફળ પ્રગટ કહેલુ છે એજ પ્રમાણે વધારે મોટા કાઉસ્સગ્ગોનુ ફળ પણ વધારે વધારે ગણવાનુ હોય છે

પ્રશ્ન ૩–કાઉસ્સગ્ગમા દૃષ્ટિ કેવી રીતે નાખવી?

ઉત્તર —કાઉસ્સગ્ગમા દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ પર, અગર સ્થાપનાજી કે પ્રભુનતિમાજી સન્મુખ રાખવી જોઈએ આજુબાજુ દૃષ્ટિ રાખવાથી કાઉસ્સગ્ગ શુદ્ધ થઈ શકતો નથી નવકારના કાઉસ્સગ્ગમા પરમેષ્ઠિ ભગવતોનુ શરણ સ્મરણ અને ચિંતન શ્રેષ્ઠ છે

પ્રશ્ન ૪ અન્નત્થ સૂત્રમા ગણાવેલા ૧૨ આગારો ઉપરાતના બીજા વધારાના ચાર આગારો કયા લેવાના હોય છે?

ઉત્તર —(૧) દીવાનુ અજવાળુ કે પ્રકાશ પડતા ઓઢવા વસ્ત્ર લેવુ, અથવા અગ્નિ લાગતા ખસવુ (૨) ઉંદર બિલાડી આડી આવતા (૩) ચોર કે રાજાના ભયથી (૪) સર્પના ભયથી અથવા ભીંત પડતી હોય તો આઘા પાછા થવુ. એ પ્રમાણે બધા મળી ૧૨+૪ ૧૬ આગારો શાસ્ત્રમા જણાવ્યા છે

પ્રશ્ન ૫ કાઉસ્સગ્ગમા વર્જવાના ૧૯ દોષો ગણાવે

ઉત્તર —કાઉસ્સગ્ગમા વર્જવાના દોષો નીચે મુજબ છે (૧) પગ ઊંચો રાખે કે વાકો રાખે (૨) શરીર હલાવ્યા કરે (૩) થાભલા વિગેરેનો ટેકો લેવો (૪) ભીંત આદિ પર માથુ લગાડી ટેકો લેવો (૫) પગના અગુઠા ને પાની ભેગી રાખે (૬) બહુ પહોળા પગ રાખે (૭) ગોપવેલ અગ પર હાથ ફેરવ્યા કરે (૮) હાથમા ચરવળો ઘોડાના ચોકડાની જેમ રાખે (૯) અતિ શરમાળની જેમ માથુ

નીચું રાખે. (૧૦) વિધિ ઉપરાંત વસ્ત્ર ઊંચુ કે નીચું રાખે (૧૧) મચ્છર વિગેરેના ભયથી કે લજ્જાવશ હૃદયને વસ્ત્રોથી ઢાંકે. (૧૨) ઠંડી વિગેરેના કારણે આખું અંગ ઢાંકે. (૧૩) સંખ્યા ગણવા આંગળી કે પાંપણ હલાવ્યા કરે અથવા નવકારવાળી ગણે. (૧૪) કાગડાની જેમ આંખના ડોળા ફેરવ્યા કરે (૧૫) કપડાં મેલાં થશે એ ડરથી ગોઠિ વાળી ગોપવી રાખે (૧૬) ગાડાની જેમ માથું હલાવ્યા કરે (૧૭) મુંગાની જેમ "હું હું" જેવા ઉચ્ચારો કરે (૧૮) આલાપક ગણતાં પીધેલની જેમ બડબડાટ કર્યા કરે (૧૯) વાંદરાની જેમ ચલચિત્ત બની આમતેમ જોયા કરે, કે હોઠ ફફડાવ્યા કરે

# ૮. શ્રી લોગસ્સ (નામસ્તવ) સૂત્ર.

## અન્વયાર્થ

લોગસ્સ-ત્રણ લોકમા રહેલા જીવોને વિષે ઉજ્જોઅગરે-ઉદ્યોત કરનારા ધમ્મ-ધર્મરૂપ તિત્થયરે-(તારે તે તીર્થ) તીર્થના સ્થાપનાર. જિણે-અંતરના રાગદ્વેષરૂપી શત્રુઓને જીતનારા અરિહંતે-૪ ઘાતી કર્મોને હણનારા અરિહંતોને કિત્તઇસ્સં-સ્તુતિ, કીર્તના, સ્તવના કરીશ ચઉવીસં પિ ચોવીસે જે આ અવસર્પિણીમા આ ભરતક્ષેત્રમા ૨૪ તીર્થપતિઓ થઈ ગયા, તે તથા [અપિ શબ્દથી] ઐરવતક્ષેત્રમા તથા મહાવિદેહક્ષેત્રમાં તીર્થપતિઓ થયા અને છે તે કેવલી-કેવળજ્ઞાની ભગવંતોને (સ્તવીશ)

ઉસભ-(૧) ઋષભદેવને. અજિઅ-(૨) અજીતનાથને ચ-અને (બધે આ અર્થ જાણવો) વંદે-વાંદું છુ (બધે આ સંબંધ સમજવો.) સંભવ-(૩) સંભવનાથને અભિણંદણં-(૪) અભિનંદનસ્વામિને. સુમઈ-(૫) સુમતિનાથને પઉમપ્પહં-(૬) પદ્મપ્રભ

જિનને સુપાસ-(૭) સુપાર્શ્વનાથને જિણ-રાગદ્વેષને જિતનારા કેવળીને (બધે આ અર્થ સમજવો) ચન્દપ્પહુ-(૮) ચન્દ્રપ્રભસ્વામીને સુવિહિ-(૯) સુવિધિનાથને પુષ્ફદંતં-જે સુવિધિનાથ પુષ્પદંત ભગવાન તરીકે પણ પ્રસિદ્ધ હતા સીઅલ-(૧૦) શીતળનાથને સિજ્જંસ-(૧૧) શ્રેયાંસનાથને વાસુપુજ્જ-(૧૨) વાસુપૂજ્યસ્વામીને વિમલ-(૧૩) વિમલનાથને અણંત (૧૪) અનંતનાથને ધમ્મ-(૧૫) ધર્મનાથને સંતિ-(૧૬) શાંતિનાથને વંદામિ-હું વંદન કરું છું કુંથુ-(૧૭) કુંથુનાથને અર-(૧૮) અરનાથને મલ્લિ-(૧૯) મલ્લિનાથને મુણિસુવ્વય-(૨૦) મુનિસુવ્રતસ્વામીને નમિ-(૨૧) નમિનાથને રિટ્ઠનેમિ-(૨૨)(અરિષ્ટનેમિ), નેમિનાથજીને પાસ-(૨૩) શ્રી પાર્શ્વનાથ પ્રભુને તહ તથા વદ્ધમાણ-(૨૪) (મહાવીર) વર્ધમાનસ્વામીજીને (વાંદુ છુ) એવં-એ પ્રમાણે મએ મે અભિથુઆ-સ્તવ્યા (સ્તુતિ કરી) વિહુયરયમલા-(કર્મ) રજ અને (કર્મ) મેલ જેમણે એવા પહીણ ક્ષય કર્યાં છ જર જરા વૃદ્ધાવસ્થા ઘડપણ અને મરણા-મરણ (જેમણે એવા)ચઉવીસંપિ ચોવીશેય (અપિ એટલે મહાવિદેહ અને એરવતના પણ) જિણવરા-સામાન્ય કેવળીઓમાં ઉત્તમ તિત્થયરા તીર્થંકરો મે-મારા ઉપર પસીયંતુ-પ્રસન્ન થાઓ કિત્તિય કીર્તિત-વચનોથી સ્તુતિ કરાએલા વંદિય-વંદન કરાએલા મહિયા-પૂજાએલા જે એ જે આ લોગસ્સ-લોકમાં ઉત્તમા-ઉત્તમ સિદ્ધા-સિદ્ધ થયા છે તેઓ મને આરુગ્ગ-આરોગ્ય સાથેના બોહિલાભ (બોધિ એટલે સમકિત) સમ્યગ્દર્શનનો લાભ સમાહિ સમાધિ મનનું સ્વસ્થપણું વર-શ્રેષ્ઠ ઉત્તમં-ઉત્તમ દિંતુ-આપો ચંદેસુ-ચંદ્રોથી નિમ્મલયરા-ઘણા નિર્મળ આઇચ્ચેસુ-સૂર્યો કરતાં પણ અહિય-વધારે પયાસયરા-પ્રકાશ કરનારા સાગરવર-સાગરમાં મોટો જે સ્વયંભૂરમણ સમુદ્ર તેના જેવા અથવા તેનાથી પણ (અત્યંત) અનંત ગંભીરા-ગંભીર એવા. સિદ્ધા-સિદ્ધ ભગવાનો સિદ્ધિ-મોક્ષ મમ મને દિસંતુ-આપો.

**લોગસ્સ ઉજ્જોઅગરે**-લોકને વિષે અથવા ત્રણ ભુવનમાં ઉદ્યોત કરનારા

**ધમ્મતિત્થયરે જિણે**-ધર્મરૂપ તીર્થ (સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપી ચતુર્વિધ શ્રી સંઘ) ના સ્થાપનારા તથા રાગ ને દ્વેષ એ બે મહા શત્રુના જિતનારા.

**અરિહંતે કિત્તઇસ્સં**-અરિહંત ભગવંતોની સ્તુતિ, કીર્તન કરીશ.

**ચઉવીસંપિ કેવલી**-તે ચોવીશે ભગવંતો અને તેવા બીજા પણ કેવળજ્ઞાનથી પૂર્ણ તીર્થંકર ભગવંતોને [સ્તવીશ]. ૧.

**ઉસભમજિઅં ચ વંદે**-શ્રી ઋષભદેવ અને શ્રી અજીતનાથ પ્રભુઓને વાંદુ છું.

**સંભવમભિણંદણં ચ સુમઇં ચ**-શ્રી સંભવનાથ,- શ્રી અભિનંદનસ્વામીજી અને શ્રી સુમતિનાથ ભગવાનને.

**પઉમપ્પહં સુપાસં**-શ્રી પદ્મપ્રભજિનને અને શ્રી સુપાર્શ્વ-નાથસ્વામીને.

**જિણં ચ ચંદપ્પહં વંદે**-અને રાગદ્વેષને જિતનાર એવા આઠમા તીર્થંકર શ્રી ચંદ્રપ્રભ જિનેશ્વરને હું નમસ્કાર કરું છું. [૨]

**સુવિહિં ચ પુપ્ફદંતં**-શ્રી સુવિધિનાથ અથવા જેમનું બીજું નામ શ્રી પુષ્પદંત પ્રભુ છે તેમને.

**સીઅલ સિજ્જંસ વાસુપુજ્જં ચ**-શ્રી શીતળનાથ, શ્રી શ્રેયાંસનાથ અને શ્રી વાસુપૂજ્યસ્વામીને.

**વિમલમણંતં ચ જિણં**-શ્રી વિમળનાથ, શ્રી અનંતનાથ ભગવાનને તથા રાગદ્વેષ વિગેરે અંતરશત્રુઓને જિતનાર એવા.

**ધમ્મં સંતિં ચ વંદામિ**-શ્રી ધર્મનાથજીને તથા શ્રી શાંતિનાથ ભગવંતને વંદન કરું છું. [૩]

**કુંથું અરં ચ મલ્લિં**-શ્રી કુંથુનાથ, શ્રી અરનાથ અને શ્રી મલ્લિનાથ જિનેશ્વરોને.

**વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ**-શ્રી મુનિસુવ્રતસ્વામીજીને તથા રાગ-દ્વેષને હણનાર શ્રી નમિનાથજી પ્રભુને હું વાંદું છું.

**વંદામિ રિટ્ઠનેમિં**-શ્રી નેમિનાથ પ્રભુ (શ્રી અરિષ્ટનેમિ) ને નમસ્કાર કરું છું.

**પાસં તહ વદ્ધમાણં ચ**-ભગવાન શ્રી પાર્શ્વનાથસ્વામીને તથા શ્રી મહાવીરસ્વામી (વર્ધમાનસ્વામી) ને નમન કરું છું. [૪]

**એવં મએ અભિથુઆ**-એવી રીતે (તે ભગવંતોને) મેં સ્તવ્યા.

**વિહુયરયમલા પહીણજરમરણા**-જેમણે કર્મરૂપી રજ અને મલ ટાળ્યાં છે એવા તથા જેમના વૃદ્ધાવસ્થા અને મરણનાં દુઃખો નાશ પામ્યા છે એવા.

**ચઉવીસંપિ જિણવરા**-ચોવીશે જિનેશ્વર ભગવંતો (અપિ એટલે મહાવિદેહક્ષેત્રના ઐરવતક્ષેત્રના પણ).

**તિત્થયરા મે પસીયંતુ**-તે તીર્થંકર ભગવાનો મારા ઉપર પ્રસન્ન થાઓ. [૫]

**કિત્તિય વંદિય મહિયા**-જેઓ (દેવો ને દેવેંદ્રોથી પણ) વચનથી સ્તુતિ કરાએલા છે, કાયાથી વંદન કરાએલા છે અને જેઓ દેવ અને માનવસમાજથી પૂજાએલા છે.

**જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા**-જેઓ આ લોકમાં ઉત્તમ તરીકે સાબિત થયા છે.

**આરુગ્ગ બોહિલાભં**-તેઓ મને આરોગ્યપૂર્વક (શુદ્ધ દેવ, ગુરુ ધર્મની શ્રદ્ધારૂપ) સમકિતની પ્રાપ્તિ.

**સમાહિવરમુત્તમં દિંતુ**-તેમજ ઉત્તમ અને શ્રેષ્ઠ એવી ચિત્તની સ્થિરતાવાળી સમતારૂપી સમાધિને આપો. અથવા આપના પ્રભાવથી તે મળો. [૬]

**ચંદેસુ નિમ્મલયરા**-ચંદ્રોથી પણ ઘણાંજ નિર્મળતાવાળા.

**આઇચ્ચેસુ અહિયં પયાસયરા**-સૂર્યો કરતાં પણ વધારે (જ્ઞાન) પ્રકાશ આપનારા.

**સાગરવરગંભીરા**-સ્વયંભૂરમણ મહાસમુદ્રની જેમ ગંભીર.

**સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ**-એવા સિદ્ધ ભગવતો મને મોક્ષ આપો, અથવા આ સ્તુતિરૂપી આરાધનાના ફળથી મને મોક્ષ મળો.

## ભાવાર્થ

આ સૂત્રનું બીજું નામ "નામસ્તવ" છે. તેમા આ ભરત-ભૂમિમાં અવસર્પિણીમાં થયેલા ૨૪ તીર્થંકર ભગવંતોની નામ-પૂર્વક સ્તુતિ કરવામાં આવી છે. આ ચોવીશીમાં ૧૬ મા, ૧૭ મા ને ૧૮ મા એ ત્રણે પ્રભુજીઓ ચક્રવર્તિની અને તીર્થંકર પદની બે બે ઋદ્ધિઓ પામ્યા હતા પ્રતિક્રમણાદિમાં ઘણે ભાગે આ લોગસ્સનો કાઉસ્સગ્ગ ૨૫ શ્વાસોશ્વાસનો કરવાનો હોય છે. તેથી ત્યાં "ચંદેસુ નિમ્મલયરા" સુધી કાઉસ્સગ્ગ કરાય છે. કારણ કે ત્યાં સુધીમાં લોગસ્સના ૨૫ પદો થાય છે એ ભગવંતોના ગુણોનુસ્મરણ કરીને આ મંત્રમા તેઓ પાસે અનેક પ્રાર્થના કરવામાં આવી છે.

## પરિમલ

★ *કાયોત્સર્ગમાં પાંચ પરમેષ્ઠિ શ્રી સિદ્ધચક્ર કે ૨૪ તીર્થંકરોનું ગુણ-ચિંતનરૂપ સ્મરણ કરવાનું હોય છે, કારણ કે તેમનું નામપૂર્વકનું ગુણ સ્મરણ પવિત્ર બનાવે છે. તેથી કાઉસ્સગ્ગમા નવકાર કે*

લોગસ્સ ગણવામા આવે છે, અને કોઈ મતે કે ઉવસગ્ગહર ગણવાનુ વિધાન આવતુ નથી

★ તીર્થંકર ભગવાન પાસે જઈને શુ શુ મગાય તે થોડુ થોડુ લોગસ્સમા પણ શિખવાડવામા આવ્યુ છે, કે "મારા પર પ્રસન્ન થાઓ, મને ધર્મ કરવા આરોગ્ય આપો, સમકિત અને સમાધિ આપો છેવટે મને મોક્ષ પણ આપો"

★ મોક્ષ ન મળે ત્યા સુધી અનેક દુખોથી ભરેલા સસારમાથી પસાર થનારા આપણને સમાધિની પણ જરૂર છે ધર્મની આરાધના કરવા આરોગ્યની પણ જરૂર છે તેમ આ ૨૪ ઉત્તમ પુરુષોની સ્તુતિની પણ જરૂર છે, એમ આ સૂત્રમાથી આપણને જાણવા મળે છે

## સરળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧–લોગસ્સ સૂત્રનુ બીજુ નામ શુ ? તેમા શુ આવે છે?

ઉત્તર—લોગસ્સનુ બીજુ નામ 'નામસ્તવ' છે તેમાં શ્રી ઋષભદેવ પ્રભુથી માડીને શ્રી મહાવીર પ્રભુ પર્યંત ૨૪ તીર્થંકર ભગવંતોને વદના કરવામા આવી છે તેમા ચોવીશ પ્રભુજીના નામો હોવાથી તેને 'નામસ્તવ' કહે છે

પ્રશ્ન ૨–એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કેટલા શ્વાસોશ્વાસ પ્રમાણ ગણવો ?

ઉત્તર—લોગસ્સના પદ ૨૮ હોવાથી, તથા શ્વાસોશ્વાસ ૧ પદ પ્રમાણ કહેલ હોવાથી પૂર્ણ લોગસ્સના ૨૮ શ્વાસોશ્વાસ થાય. પરતુ ખાસ ખાસ પ્રસગ સિવાય બહુસ્થળે કાઉસ્સગ્ગનુ પ્રમાણ ૨૫ શ્વાસોશ્વાસ લેખવામા આવેલ છે

પ્રશ્ન ૩–પુષ્પદત, અરિષ્ટનેમિ અને વર્ધમાન એ કયા પ્રભુજીના નામો છે ?

ઉત્તર—પુષ્પદત શ્રી સુવિધિનાથજીનુ, અરિષ્ટનેમિ શ્રી નેમિનાથ પ્રભુનુ અને વર્ધમાન શ્રી મહાવીરપ્રભુનુ બીજુ નામ છે

પ્રશ્ન ૪-કાઉસ્સગ્ગમાં નવકાર વિગેરે નહીં ગણે તો ચાલે કે નહીં ?

ઉત્તર —મન ચંચલ હોવાથી કેવળ મુંગા ને શૂન્ય બેસી રહેનારનુ મન આલંબન વિના શુભ યોગ કે વ્યાપારમાં સ્થિર રહી શકાતું નથી, તે કારણથી તેનો કાઉસ્સગ્ગ કર્મ ખપાવવામાં સમર્થ થઇ શકતો નથી. તેથી જ શુદ્ધ સ્થાન અને ઉત્તમ ધ્યાનપૂર્વકના મૌનને કાઉસ્સગ્ગ કહેવામાં આવેલ છે

# ૯. શ્રી કરેમિ ભંતે (સામાયિક સૂત્ર.)

## અન્વયાર્થ

કરેમિ-હું કરુ છુ. ભંતે-હે ભગવાન! સામાઇયં-સામાયિક. સાવજ્જં-(સાવદ્ય) પાપવાળા જોગં-વ્યાપારોનો, પચ્ચક્ખામિ-ત્યાગ કરુ છુ જાવ-જ્યાંસુધી નિયમં-નિયમને પજ્જુવાસામિ-હું સેવું (પર્યુપાસના કરુ) છુ ત્યાંસુધી. દુવિહં-બે પ્રકારે અને તિવિહેણં-ત્રણ પ્રકારે મણેણં-મનથી વાયાએ-વચનથી (અને) કાએણં-શરીર વડે. ન કરેમિ-કરુ નહીં (અને) ન કારવેમિ-બીજા પાસે કરાવુ નહીં તસ્સ-તે (પૂર્વના થએલ પાપયોગોથી) ભંતે-હે ભગવન! પડિક્કમામિ-હુ પાછો હઠું (પ્રતિક્રમુ) છું. નિંદામિ-(તે પાપયોગોને) હુ આત્મસાક્ષીએ નિંદુ છુ અને ગરિહામિ-ગુરુમહારાજની સાક્ષીએ વિશેષ નિંદુ છુ અને અપ્પાણં-પાપથી લેપાએલા મારા આત્માને વોસિરામિ-હુ વોસિરાવું છું.

## સૂત્રાર્થ

**કરેમિ ભંતે સામાઇયં**-હે ભગવાન! ક્રોધમાનાદિથી રહિત એવુ હું સમતારૂપ સામાયિક કરું છું.

**સાવજ્જં જોગં પચ્ચક્ખામિ**-(સાવદ્ય) પાપવાળા વ્યાપા-

રોના પચ્ચક્ખાણ કરુ છુ, એટલે આ સામાયિકમા સાવદ્ય પ્રવૃત્તિ હું કરીશ નહીં.

**જાવ નિયમ પજ્જુવામામિ**–જ્યા સુધી હુ આ નિયમમા છું ત્યા સુધી, બેઘડીના નિયમવાળા આ સામાયિક સુધી.

**દુવિહ તિવિહેણ**–બે પ્રકારે અને ત્રણ યોગો વડે (નીચે મુજબ)

**મણેણં. વાયાએ, કાએણ**–મનથી, વચનથી અને કાયાથી (૩ યોગ)

**ન કરેમિ, ન કારવેમિ**–(એ સાવદ્ય યોગોને) ન કરુ અને બીજા પાસે ન કરાવું ૨ પ્રકારે એટલે મનથી કરુ નહીં કે કરાવુ નહીં, વચનથી કરુ નહીં કે કરાવુ નહીં, અને કાયાથી કરુ નહીં ને કરાવું પણ નહીં

**તસ્સ ભ તે! પડિક્કમામિ**–હે ભગવત! તે ત્રણ યોગોથી અને બે પ્રકારે પૂર્વે કરેલા જે પાપો તે (તસ્સ) ને હુ પ્રતિક્રમુ છુ, તે પાપોથી હુ પાછો હઠુ છું

**નિંદામિ ગરિહામિ**–આત્મસાક્ષીએ નિંદુ છુ, અને ગુરુમહારાજની સાક્ષીએ વિશેષ પ્રકારે નિંદુ છુ, (ગુરૂ સમક્ષ પાપનો એકરાર કરવાથી વિશેષ રીતે પાપકર્મોથી હલકા થવાય છે)

**અપ્પાણ વોસિરામિ**–અને મારા આત્માને પાપથી વોસિરાવુ છુ (સાવદ્ય યોગોની વાસનાઓનો ત્યાગ કરી સમતારૂપી સમાધિના આસ્વાદનો આત્માને અનુભવ કરાવુ છુ)

## ભાવાર્થ

આ સૂત્રનુ બીજુ નામ સામાયિક સૂત્ર છે આ સૂત્ર દ્વાદશાંગીનુ સારભૂત સૂત્ર ગણાય છે. કારણ કે સર્વ સૂત્રોનો સાર "સમતા" છે આ સૂત્ર સામાયિક લેતી વખતે સામાયિકમાં સ્થિર

થવા માટે બોલાય છે આ સૂત્રમા ભિન્નભિન્ન અપેક્ષાએ છએ આવશ્યકો સમાએલા છે જૈન ધર્મના કરણીય આચારોને પ્રતિપાદન કરનાર આ મૂળભૂત સૂત્ર છે

## પરિમલ

★ *દેવતાઓ સામાયિક કરી શકતા નથી, તિર્યંચોમા પણ તે બહુ દુર્લભ છે, માત્ર મનુષ્યના ભાગ્યમા જ મુખ્યત્વે સામાયિક હોય છે તેથી જ મનુષ્ય ભાગ્યશાળી મનાય છે આવુ ઉત્તમ સામાયિક ન કરે તો મનુષ્યને ભાગ્યશાળી માનવો રહેતો નથી -*

★ *સાવદ્ય પ્રવૃત્તિઓનો અણગમો, પાપનો પશ્ચાત્તાપ, તથા સમતા ને મુક્તિ માટેનો પ્રયાસ, આ બધા આ સૂત્રના મહત્વભર્યા રહસ્યો છે*

★ *"અહિંસા પરમો ધર્મ —જે આપણે કહીએ છીએ, તે સંપૂર્ણ રીતે સામાયિકમા જ પાળી શકાય છે "હિંસા ન કરવી તે અહિંસા" કહેવાય છે, તેવી તેની ચાલી વ્યાખ્યા છે તેથી પણ જો આગળ વધીને વધીએ, તો કહી શકીએ, કે "પ્રાણીમાત્રની હિંસા નહી કરવાની પ્રતિજ્ઞા લેવી તેજ સાચી, શુદ્ધ ને ઉંડી અહિંસા છે તેવી પ્રતિજ્ઞા લેવાનુ અને તેનુ પાલન કરવાનુ આ સૂત્ર શિખવાડે છે*

★ *બીજા પાસે હિંસા કરાવે કે બીજાને જૂઠુ બોલવાની સલાહ આપે, તે પણ ગુનેગાર છે તેને પણ પાપ લાગે છે, એ "કારેમિ" નો ઉંડો અર્થ છે*

★ *કરેમિ ભંતે એ અહિંસાનુ મૂળભૂત સૂત્ર છે*

★ *ગુરુ આગળ પાપનો પશ્ચાત્તાપ કરવો એ મુક્તિ તરફનુ સાચુ પ્રયાણ છે*

★ *મન, વચન અને કાયા એ ત્રણેના સ્વચ્છંદતાપૂર્વક નાચતા ઘોડાઓને વશ કરવા "કરેમિ ભંતે સૂત્ર" એક વશીકરણ સૂત્ર તરીકે ગણી શકાય.*

★ વિચારશૂન્ય બની એક ઠેકાણે બેસી રહેવુ તેને સામાયિક કહી શકાય નહિ સામાયિકમા ક્રોધ દ્વેષ કે ગર્વાદિને દબાવે, પાપ ક્રિયાઓને રોકી દે સમગ્ર જીવાત્માઓ સાથે સમભાવ રાખે કરેમિ ભતે ની પ્રતિજ્ઞા લે અને આધિવ્યાધિને ભૂલી જાય તો તે સામાયિક ઉત્તમ ફળને આપનાર બને છે

★ છૂપુ ગુપ્ત પાપ કાઇ થયુ હોય તો તેને પારકાની પાસે કહેતા ઘણાઓને શરમ આવે છે એ હિસાબે ગુરુમહારાજની સમક્ષ પોતાના દોષોને પ્રગટ કરવાનુ ઘણુ કઠિણ કાર્ય છે તેને આ સૂત્ર સહેલુ બનાવી આપે છ

★ પાપને પાપ માનવા તૈયાર થનાર સાચો હિંમતવાન છ શરમ છોડીને પોતાના પાપનો પશ્ચાત્તાપ ગુરુ આગળ કરવો તેમા નિખાલસતા અને ઉદારતાની ખૂબ જરૂર છે તે જરૂરીઆત આ સૂત્ર પૂરી પાડે છે

★ મન વચન અને કાયાને સ્થિર બનાવવા તથા સમત્વયોગની પ્રાપ્તિ કરવાના માર્ગે પ્રયાણ કરવુ તેનુ નામ સામાયિક છે ને સામાયિક ૩૨ દોષોથી મુક્ત થાય તો જ તેને સાચુ સામાયિક લેખિ શકાય સાધક ગૃહસ્થને માટે તો ત એક ઉત્તમ સાધના છે મનની ચચળવૃત્તિ સામાયિકના અભ્યાસથી ધીમે ધીમે વશ થતી જાય છે ને તેથી સાધકનો સાધના માર્ગ સરળ બનતો જાય છે

★ જેટલી વખત સામાયિક કરે તેટલી વખત સસારનો ત્યાગ કર્યો કહેવાય એટલે તેનો તેટલે અશ ત્યાગવૃત્તિ પર રાગ થયો છે એમ થોડે અશે કહી શકાય જેમ ગામ છોડયા વિના પરગામ જવાતુ નથી તેમ રાગ છોડયા વિના વીતરાગ કેમ થવાય? રાગ દશા છોડવાથી સમતા આવે છે તથા આ રાગરહિત સામાયિકમા વીતરાગને પરખવાની સુદર પળ સાપડે છે આવા સામાયિકના લાભ તો અમેરિકા આફ્રિકા જેવા સ્થળો પણ વારવાર લઈ શકાય છે

## સરળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧–ત્રણ જોગ ને બે કરણ શા માટે?

ઉત્તર —મન, વચન ને કાયાના ત્રણ યોગોથી ન કરવું ને ન કરાવવું તે યોગકરણો છે. પૂજ્ય મુનિરાજોને સામાયિકના પચ્ચક્ખાણમાં ત્રણ જોગ અને (ન કરવા, ન કરાવવા સાથે પાપનું અનુમોદન પણ ન કરવુ એમ) ત્રણ કરણ હોય છે શ્રાવક વર્ગથી ધીરેલી રકમનું વ્યાજ, કે કોન્ટ્રાક્ટથી ચણાતા પોતાના મકાન વગેરેની અનુમતિ પૌષધ કે ઉપધાનમાં જતી કરી શકાતી નહીં હોવાથી શ્રાવકોને સાવદ્યની અનુમતિ છૂટી શકતી નથી. આથી સાધુ મહારાજોને ત્રિવિધ-ત્રિવિધ અને શ્રાવકોને દુવિધ-ત્રિવિધ પચ્ચક્ખાણ હોય છે.

પ્રશ્ન ૨–સામયિક ઉત્તમ શા માટે લેખાય છે?

ઉત્તર —સામયિકમા કોઇપણ વ્યાપારોનો પ્રવેશ નહીં હોવાથી તે ઉત્તમ લેખાય છે પૈસા ખરચ્યા વિના ધર્મ કરવો હોય તેવાઓ માટે, પણ આ સામાયિક ધર્મમાં સ્થિર કરે છે માટે તે બહુ ઉત્તમ છે તદ્દન નિર્ધન એવા પુણિયા શ્રાવકનુ સામાયિક ખુદ ભગવાન શ્રી મહાવીરદેવે વખાણ્યુ હતુ

પ્રશ્ન ૩–કરેમિ ભંતે સૂત્રમા નોધપાત્ર મહત્ત્વની કયી કયી વસ્તુઓ છે?

ઉત્તર –તેમા નીચેની વિગતોની ખાસ નોધ લેવા લાયક છે (૧) સાવદ્ય યોગોના પચ્ચક્ખાણ કરવાનુ તેમા આવે છે (૨) ઘડી એટલે ૪૮ મિનિટ સુધી એકજ ઠેકાણે સમતાપૂર્વક બેસવાનુ તેમા વિધાન છે. (૩) પોતાની જેમ બીજા પાસે પણ પાપ બધ કરાવવાનુ પુણ્ય સપાદન છે (૪) પૂર્વે કરેલા અતીત કાલના પાપકર્મોનિ-

ખપાવવાનો, તેજ સાવદ્ય કર્મોની નિંદા કરવા પછી તે માટે પશ્ચાત્તાપ કરવારૂપ ઉપાય બતાવે છે. નિંદીને પશ્ચાત્તાપ કરવાનું પણ શિખવાડે છે. (૫) સામાયિક ધર્મધ્યાન અને શુકલધ્યાનની ઝલક આપી જાય છે, સમતાનો આસ્વાદ ચખાડે છે, અને આત્મરમણતાનો અભ્યાસ પાડવાનું શિક્ષણ આપે છે.

પ્રશ્ન ૪–"દુવિહેણં તિવિહેણં" એટલે શું?

ઉત્તર —મન, વચન અને કાયા વડે કરું નહીં ને કરાવું નહીં એટલે કે મનથી પાપ કરું નહીં, કરાવું નહીં, વચનથી કરું-કરાવું નહીં, તેમ કાયાથી પણ સાવદ્ય પ્રવૃત્તિ કરીશ કે કરાવીશ નહીં. એ પ્રમાણે ૨×૩=૬ પ્રકારે સાવદ્યનો નિષેધ કરવામાં આવ્યો છે.

★ ★ ★

# ૧૦. સામાઇયિવયજુત્તો સૂત્ર

## અન્વયાર્થ

સામાઇય-સામાયિક. વય-વ્રતથી. જુત્તો-યુક્ત, સહિત. જાવ-યાવત્, જ્યાં સુધી. મણે-મન. હોઇ-હોય. નિયમ-નિયમ વડે. સંજુત્તો-સહિત, જોડાએલ, પ્રતિજ્ઞાબદ્ધ ત્યાં સુધી. છિન્નઇ-છેદે છે. અસુહં-અશુભ. કમ્મં-કર્મોને. સામાઇય-સામાયિક. જત્તિઆ-જેટલી. વારા-વાર. સામાઇયમ્મિ-સામાયિકને વિષે. ઉ-જ. કએ-કરે તેટલો જ વખત. સમણો-શ્રમણ, સાધુ. ઇવ-જેવો. સાવઓ-શ્રાવક. હવઇ-થાય છે, બને છે. જમ્હા-જે કારણથી. એએણ-એ. કારણેણં-કારણથી. બહુસો-ઘણીવાર. સામાઇયં-સામાયિક. કુજ્જા-શ્રાવકોએ કરવું જોઇએ.

## સૂત્રાર્થ

સામાઇયવયજુત્તો- સામાયિક વ્રતને ધારણ કરનાર શ્રાવક.

**જાવ મણે હોઇ નિયમસંજુત્તો**—જ્યાં સુધી (મન નિયમ વડે સહિત હોય એટલે કે) કરેમિ ભંતે સૂત્રની પ્રતિજ્ઞામાં પ્રતિબદ્ધ હોય ત્યાં સુધી.

**છિન્નઇ અસુહં કમ્મં**-પોતાના પૂર્વે કરેલાં અશુભ કર્મોને છેદે છે, (એટલે કે સામાયિક કર્મનાશ માટેનો મહાન વ્યાપાર છે.)

**સામાઇય જત્તિઆ વારા**—જેટલીવાર સામાયિક કરે તેટલી વાર (૧)

**સામાઈયમ્મિ ઉ કએ**—વળી સામાયિક કરતો હોય તેટલો જ વખત (એટલે શ્રાવક સામાયિક કરે કે કરતો રહે તો જ. અન્યથા નહીં.)

**સમણો ઇવ સાવઓ હવઈ જમ્હા**-શ્રાવક સાધુ જેવો થાય છે, બને છે. જેણે વ્રતો (૧૨ અથવા ઓછાં) ગ્રહણ કર્યા હોય, તેને જ શ્રાવક કહેવાય, જૈન કુળમાં જન્મવા-માત્રથી નહીં.

**એએણ કારણેણં**-તે કારણથી.

**બહુસો સામાઇયં કુજ્જા**-શ્રાવકોએ ઘણી ઘણી વાર સામાયિક કરવાં જોઇએ

**સામાયિક વિધિએ લીધું, વિધિએ પાર્યું, વિધિ કરતાં જે કોઈ અવિધિ હુઓ હોય, તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં.**

**૧૦ મનના, ૧૦ વચનના, ૧૨ કાયાના એવં ૩૨ દોષ માંહે જે કોઇ દોષ લાગ્યો હોય, તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં.**

## ભાવાર્થ

આ સૂત્ર સામાયિક પારતી વખતે બોલાય છે તેમા સામાયિકના ૩૨ દોષોનો ત્યાગ કરવાપૂર્વક શુદ્ધ સામાયિક વારવાર કરવાનુ જણાવ્યુ છે સામાયિક કરતાં કરતાં શ્રાવક ક્રમે સાધુ જેવો બને છે. એમ કહેવા દ્વારા શ્રાવક અવસ્થામા પણ શ્રાવકને સામાયિકથી,સાધુ જેવુ જીવન જીવવાનુ સદ્ભાગ્ય સાપડે છે આ સૂત્ર બોલતી વખતે જમણો હાથ કટાસણા અથવા ચરવાળા ઉપર સ્થાપન કરવામા આવે છે તે સામયિકની પ્રતિજ્ઞાનુ પૂર્ણતા સૂચક છે આ સૂત્રની બેઉ ગાથા ૧૪ પુનઘર શ્રી ભદ્રબાહુ સ્વામીજી મહારાજ વિરચિત શ્રી આવશ્યકનિર્યુક્તિની છે

## પરિમલ

★ *સામાયિકનુ વ્રત પૂર્ણ થાય ત્યારે ખુશી થવાનુ ન હોય, કારણ કે, જે સમતા અને શાંતિ સામાયિકમા રહી હતી, તે વ્રત વિનાના રાગ, દ્વેષ, સ્વાર્થ અને ચિંતાથી ભરેલા ક્લેશમય સંસારમા ક્યાથી સભરી શકે ? એટલે સામાયિક જ્યારે પારવુ પડે, ત્યારે ફરીફરી અને વારવાર સામાયિકો કરવાની મહત્ત્વાકાક્ષા રાખવાની છે, તે આ સૂત્રમા બતાવવામા પણ આવ્યુ છે*

★ *સ્થાપનાજીની સામે સ્થાપના સ્થાપતી વખતે (દાન આપતા હાથ રખાય તેવી રીતે) સ્થાપનાજીમા ગુરુ આરોપણ કરવાના હોવાથી અવળો હાથ ઉચો રાખી નવકાર ને પચિદિય બોલવાપૂર્વક ગુરુ સ્થાપન કરાય છે સામાયિક પૂર્ણ થયા બાદ જમણો હાથ એ રીતે સવળો રાખી (કોઈ પાસે કઈ માગીએ અને હાથ ધરીએ તેવી રીતે) નવકાર બોલી સ્થાપેલા ગુરુ પાછા ખેચી લઈ, સ્થાપેલી સ્થાપનાને વિસર્જન કરવામા આવે છે*

*સામાયિકનુ મહત્ત્વ જાણ્યા પછી લેતા આનદ અને પારતા ખેદ થવાનુ ખાસ લક્ષ રહેવુ જોઈએ*

★ શ્રાવક સામાયિકમા સાધુમહારાજની જેમ છએ જીવનિકાયની હિંસાથી મુક્ત બને છે સાધુમહારાજની જેમ સત્ય અને હિત કારક જ બોલવુ, શિયળની વાડો સાચવવી, ચોરી નહી કરવી, પૈસા રાખવા નહી આવી ઘણી સરખામણીઓ સામાયિકવ્રતમા મળતી હોવાથી, સામાયિક એ સાધુધર્મની વાનગી ગણાય છે ધન્ય છે! સામાયિકવ્રત બતાવનારા મહા પુરૂષોને !

★ જેમ ભેંસ ખીલે બધાય, તેમ સામાયિકથી મન સમતામા બરાબર પરોવાએલુ રહે છે, એટલે સામાયિકમા બીજી અનેક ચિંતાઓથી મુક્ત થવાના કારણે, ચચળ એવા મનને પણ શુભ વ્યાપારમા રોકી રાખવામા આવે છે, તેથી તે પુણ્યશાળી આત્માના અશુભ કર્મોના ચૂરેચૂરા કેમ ન થાય ?

★ જે સસારી આત્માઓ પાસે સામાયિક જેવુ મોક્ષે જવા માટે સાધન નથી હોતુ, ને જેઓ અવિરતિ અથવા અવ્રતીપણામા પડયા છે, તેવા આત્માઓને મુક્તિ મળી શકતી નથી એ અર્થ "સમણો ઈવ સાવઓ વાક્યમાથી મળી રહે છે શ્રાવકના સામાયિકની પાચ મહાવ્રતધારી શ્રમણ સાથેની આ સમાનતા લેવાની છે

★ પાચે પરમેષ્ઠિઆમા કોઈ પણ સામાયિક વિનાના નથી, એટલે પૂજ્ય સાધુ-સાધ્વીજી, મહારાજે પણ આ સામાયિકથી જ મુક્તિ મેળવવા પ્રયત્ન કરે છે તેવા મુનિરાજેની સાથે અહીં શ્રાવકની સરખામણી વારવાર સામાયિક કરવાથી કરેલ છે શ્રાવકો સામા યિકના રસિયા છે, ને મુનિરાજે પણ સામાયિકના પાલક ને રસિયા છે તેટલા પુરતી અહી સરખામણી સમજવી

## સરળ પ્રશ્નોત્તરી

**પ્રશ્ન ૧**-સામાયિક પારતા આ સૂત્ર કેમ બોલાય છે?

**ઉત્તર** —"સામાઇયવયજુત્તો" આ સૂત્ર બોલતી વખતે જમણો હાથ ચરવળા અથવા કટાસણા પર સ્થપાય છે સ્થાપના

ઉથાપતી વખતે જે સવળો હાથ રખાય છે, તે સ્થાપેલા ગુણોને પાછા ખેંચી લેવાનું સૂચવે છે, એટલે તે સ્થાપનાને વિસર્જન કરવાની ક્રિયાવિધિની સૂચના સમાન છે. તેથી સામાયિક પારતી વખતે સામાઇયવયજુત્તો બોલાય છે.

પ્રશ્ન ૨–સામાયિકમાં કયા કયા દોષો તજવાના છે ?

ઉત્તર —મનના ૧૦, વચનના ૧૦, અને કાયાના ૧૨ એ બત્રીશ દોષો તજવાના છે. સામાયિકમાં તે દોષો ન લાગે તેવું શુદ્ધ સામાયિક થવું જોઇએ.

પ્રશ્ન ૩–મનના ૧૦, વચનના ૧૦ અને કાયાના ૧૨ દોષો ગણાવો.

ઉત્તર —(૧) શત્રુને દેખી દ્વેષ કરે. (૨) અવિવેક ચિંતવે.. (૩) સૂત્રોનો અર્થ ન વિચારે. (૪) મનમાં ઉદ્વેગ ધરે. (૫) યશકીર્તિ વાંછે. (૬) વિનય ન કરે. (૭) ભય ચિંતવે. (૮) વ્યાપારની ચિંતા કરે. (૯) ફળ માટે સંદેહ રાખે. (૧૦) ફળની ઇચ્છા રાખી ધર્મ કરે. આ દશ દોષો મનના છે. વચનના દશ દોષો નીચે પ્રમાણે છેઃ–(૧) ખરાબ વચન બોલે. (૨) હુંકારા તુંકારા કરે. ૩) સાવદ્ય આદેશ કરે. (૪) લવારો કરે. (૫) કલહ કરે. (૬) આવો જાઓ કહે. (૭) ગાળો દે. (૮) બાળકો રમાડે. (૯) વિકથા કરે. (૧૦) હાંસી કરે. કાયાના બાર દોષો નીચે મુજબ છેઃ–(૧) બેસવામાં ચપળતા રાખે. (૨) ચારે બાજુ જુએ. (૩) સાવદ્ય કામ કરે. (૪) આળસ મરડે. (૫) અવિનયે બોલે. (૬) ઓઠું લઇ ટેકીને બેસે (૭) શરીરનો મેલ ઉતારે (૮) ખાજ ખણે. (૯) પગ ઉપર પગ ચઢાવે. (૧૦) અંગ ઉઘાડા કરે (૧૧) અંગ ઢાંકે. (૧૨) નિંદ્રા લે.

૪–શું સામાયિકથી જ મનુષ્યભવની સફળતા થાય ?

ઉત્તર —હા, કહ્યુ છે કે.—

**સામાઇયે પોસહ સંઠિય, જીવસ્સ જાઇ જો કાલો,**
**સો સફલો બોધવ્વો, સેસ સંસાર ફલ હેઉ.**

"સામાયિક અને પૌષધમાં રહેલા માનવીનો જે કાળ જાય છે, તે સમય જ સફળ છે. બાકીનો વખત ભવભ્રમણનો સાધક જાણવો" આ પ્રમાણે શ્રી તીર્થંકર ભગવંતોએ સામાયિકનું આટલું બધું મહત્ત્વ બતાવ્યું છે.

## (૧૧) શ્રી જગચિંતામણિ (ચૈત્યવંદન) સૂત્ર

### અન્વયાર્થ

ઇચ્છાકારેણ-ઇચ્છાએ કરીને. સંદિસહ-આજ્ઞા આપો. ભગવન્-હે ભગવંત! ચૈત્યવંદન-જિનવંદના કરું? (ગુરુમહારાજ અથવા વડિલ આજ્ઞા આપે, કે કરો) ઇચ્છં!-જેવી આજ્ઞા.

જગચિંતામણિ-વિશ્વમાં ભવ્ય જીવોને માટે ઇચ્છિત આપનાર ચિંતામણિ રત્ન સમાન. જગનાહ-ત્રણ ભુવનના નાથ જગગુરુ-સમસ્ત દુનિયાના ગુરુ. (હિતોપદેશ આપી સત્યમાર્ગ દર્શાવનાર.) જગરક્ખણ-વિશ્વનું રક્ષણ કરનારા. જગબંધવ-વિશ્વના છએ કાયના પ્રાણીમાત્રના બંધુ સમાન જગસત્થવાહ-ત્રણેય લોકના જીવો માટે સાર્થવાહ સમાન. જગભાવવિઅક્ખણ-વિશ્વમાં રહેલા ચરાચર પદાર્થોના ભાવ જાણવામાં વિચક્ષણ. અટ્ઠાવયસંઠવિઅરૂવ-અષ્ટાપદ પર્વત ઉપર સ્થાપન થયા છે, રૂપ એટલે બિંબ (પ્રતિમા, મૂર્તિ) જેમનાં એવા. કમ્મટ્ઠવિણાસણ-આઠે કર્મોનો નાશ કરનારા. ચઉવીસંપિ-ચોવીશે પણ (૨૪) જિણવર!-હે તીર્થંકર ભગવંતો! જયંતુ-જયવંતા વર્તો, જય પામો. અપ્પડિહયસાસણ-અપ્રતિહત કોઇથી નહીં હણાએલું એટલે શાશ્વતું છે શાસન જેઓનું એવા અખંડિત શાસનવાળા.

કમ્મભૂમિહિં-૫ ભરતભૂમિ, ૫ ઐરવતભૂમિ ને ૫ મહાવિદેહક્ષેત્ર— એમ ૧૫ કર્મભૂમિમાં. પઢમ-વજ્રઋષભનારાચ નામના પહેલા. સંઘયણિ-સંઘયણ (શરીરનો બાંધા) વાળા. ઉક્કોસય-ઉત્કૃષ્ટપણે. સત્તરિસય-એકસો સિત્તેર (૧૭૦). જિણવરાણ-જિણવરો. વિહરંત-વિચરતા. લબ્ભઇ-મળી શકે છે. નવકોડિહિં-(૯) નવ ક્રોડ. કેવલીણ-કેવલજ્ઞાની મુનિઓની સંખ્યા હોય છે. તથા કોડિસહસ્સ નવ-(૯) નવ હજાર ક્રોડ. સાહુ-સામાન્ય સાધુઓની. ગમ્મઇ-જાણવી. વળી સંપઇ-વર્તમાન કાલે-હાલમાં. જિણવર વીસ-(૨૦) જે વીશ જિનેશ્વરો. સીમંધરસ્વામી વિગેરે ૫ મહાવિદેહ ક્ષેત્રોમાં વિચરી રહ્યા છે મુણિ બિહુંકોડિહિં-બે ક્રોડ મુનિવરો. વરનાણ-ઉત્તમ કેવલ જ્ઞાનવાળા છે. (અને) સમણહ-ત્યાગી ને શ્રમણ એવા સાધુ મહાત્માઓ. કોડિસહસ્સ દુઅ-બે હજાર ક્રોડ (વીસ અબજ). ને થુણિજ્જઇ-સ્તવીએ છીએ, સ્તુતિ કરાય છે. નિચ્ચવિહાણિ-નિત્ય સવારે ઉઠીને.

જયઉ-જયવંતા વર્તો. સામિય!-હે સ્વામી! (હે ભગવાન!) રિસહ-શ્રી ઋષભદેવસ્વામી. સત્તુંજિ-મહાતીર્થ શ્રી શત્રુંજયગિરિરાજ ઉપર (પાલીતાણા.) ઉજ્જિંતિ-શ્રી ગિરનારજી મહાતીર્થ ઉપર. (જુનાગઢમાં) પહુ-પ્રભુ. નેમિજિણ-શ્રી નેમિનાથ ભગવાન. વીર-શ્રી મહાવીરસ્વામીજી. સચ્ચઉરિ-સત્યપુરી (સાચોર નગર) ના. મંડણ-શોભાવનાર. ભરુ-અચ્છહિં-ભરૂચ નગરમાં. મુણિસુવ્વય શ્રી મુનિસુવ્રતસ્વામી. મુહરિ પાસ-મુહરિ પાર્શ્વનાથ ભગવાન (ટીંટોઇ ગામમાં.) દુહ-ભક્તવર્ગના દુઃખ અને દુરિય-દુરિતોના (પાપકર્મોના.) ખંડણ-નાશ કરનાર. અવર-બીજા. વિદેહિં-મહાવિદેહ ક્ષેત્રોમાં. તિત્થયરા-તીર્થંકર ભગવંતો. ચિહુંદિસિ-પૂર્વ આદિ ચારે દિશાઓમાં અને વિદિસિ-ઈશાન આદિ ચારે વિદિશા-ખૂણાંઓમાં. જિંકેવિ-જે કોઇ પણ. તીઆ-અતીત (ભૂત) કાલ. અણાગય-અનાગત (ભવિષ્ય) કાલ અને સંપઇ અ-વર્તમાન કાલમાં (થયેલા, થવાના કે હાલમાં વિચરતા હોય તે.)

વંદું-વાંદું છું. જિણસવ્વેવિ-સર્વે જિનેશ્વરોને.

સત્તાણવઇ-(૯૭) સતાણું. સહસ્સા-હજાર. લખ્ખા છપ્પન્ન-છપ્પન (૫૬) લાખ અટ્ઠકોડિઓ-આઠ ક્રોડ. બત્તીસય-(૩૨) બત્રીસસો. બાસિયાઈં-ખ્યાશી. તિઅલોએ-દેવ, મનુષ્ય ને પાતાલ એ ત્રણ લોકને વિષે આવેલા. ચેઇએ-જિન ચૈત્યોને. વંદે-વાંદુ છું. પન્નરસ-(૧૫) પંદર. કોડિ-ક્રોડ. સયાઇં-સો. કોડિબાયાલ-બેંતાલીસ (૪૨) ક્રોડ. લખ્ખ-લાખ. અડવન્ના-અઠ્ઠાવન. છત્તીસ-(૩૬) છત્રીશ. સહસ્સ-હજાર. અસીઈં-(૮૦) એંશી. સાસય-શાશ્વત. બિંબાઇં-પ્રતિમાજીઓને. પણમામિ-મસ્તક નમાવી પ્રણામ કરું છું.

## સૂત્રાર્થ

જગચિંતામણિ! જગનાહ!-ત્રણે ભુવનના પ્રાણીઓના (સુખી થવાના) મનોવાંછિત પૂરવાને ચિંતામણિરત્ન સમાન હે ત્રણ ભુવનના સ્વામી!

જગગુરુ! જગરક્ખણ! પંચેંદ્રિય જીવોને ઉપદેશ આપી તારનારા હે ગુરુદેવ! તથા અભયદાનના મહાન ચમત્કારિક સૂત્રવડે છએ કાયના જીવોનું રક્ષણ કરનારા!

જગબંધવ! જગસત્થવાહ! હે વિશ્વબંધુ! (વેર ઝેરને દૂર કરી વિશ્વબંધુત્વનો મહામૂલો ને આદર્શમય ઉપદેશ આપનારા) મોક્ષાભિલાષી દુનિયાને મોક્ષે લઇ જવા માટેના હે સાર્થવાહ! (મુક્તિપુરીનો સંઘ લઇ જનાર અધિપતિ સંઘવી.)

જગભાવવિઅક્ખણ! ષડ્દ્રવ્ય તથા જીવાદિક નવ તત્ત્વોના રહસ્યોને દર્શાવવાને વિષે વિચક્ષણ એટલે ચકોર અને મહાજ્ઞાની!

અટ્ઠાવય સંઠવિઅ રુવ-અષ્ટાપદ મહાતીર્થની ઉપર ભરત

મહારાજાએ સ્થાપન કર્યાં છે બિંબો (મૂર્તિ) જેમનાં.

**કમ્મટ્ઠ વિણાસણ**—જ્ઞાનાવરણીય આદિ આઠે કર્મોનો નાશ કર્યો છે, (ને મુક્તિ મેળવી છે) જેમણે.

**ચઉવીસંપિ જિણવર**—એવા ચોવીશે જિનેશ્વર ભગવંતો.

**જયંતુ, અપ્પડિહયસાસણ**—જેઓનું શાસન કદી કોઇથી પણ હણાયું કે ઝાંખું થયું નથી એવા શ્રી જિનેશ્વર ભગવંતો જયવંતા વર્તો. (૧)

**કમ્મભૂમિહિં કમ્મભૂમિહિં પઢમસંઘયણિ**—અસિ, મસિ ને કૃષિ એ ત્રણ કર્મથી જ્યાં આજીવિકા ચલાવાય, એવા કર્મભૂમિના પંદર ક્ષેત્રોને વિષે પહેલા વજ્રઋષભનારાચ સંઘયણવાળા.

**ઉક્કોસય સત્તરિસય**—ઉત્કૃષ્ટપણે (વધારેમાં વધારે) એકસો સિત્તેર

**જિણવરાણ વિહરંત લબ્ભઇ**—તીર્થંકર ભગવાનો વિચરતા મળી શકે છે

**નવકોડિહિં કેવલીણ**—તે ૧૭૦ તીર્થપતિઓનો કેવલજ્ઞાનીઓનો પરિવાર કુલે નવ કોડનો હોય છે

**કોડિ સહસ્સ નવ સાહુ ગમ્મઇ**—અને સામાન્ય સાધુમહારાજો (તે ૧૭૦ ભગવાનોના) નવહજાર ક્રોડ (૯૦ અબજ) હોય છે.

**સંપઇ જિણવર વીસ**—વર્તમાનકાલમાં શ્રી સીમંધરસ્વામી ભગવાન પ્રમુખ ૨૦ તીર્થંકર ભગવાનો પાંચ મહાવિદેહ ક્ષેત્રોમાં વિચરે છે તથા.

**મુણિ બિહું કોડિહિં વરનાણ**—બે ક્રોડની સંખ્યામાં કેવલ જ્ઞાનને ધારણ કરનારા મહામુનિઓ છે

**સમણુહ કોડિ સહસ્સદુઅ**-બે હજાર ક્રોડ (૨૦ અબજ) સામાન્ય સાધુમુનિરાજો વિચરે છે તે સર્વને..

**થુણિજ્જઈ નિચ્ચ વિહાણિ**-હંમેશને માટે મંગળ પ્રભાતે સ્તવવામાં આવે છે. (૨)

**જયઉ સામિય! જયઉ સામિય! રિસહ! સ-તુંજિ**-તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિરાજ ઉપર ભગવાન શ્રી ઋષભ દેવસ્વામી! જયવંતા રહો.

**ઉજ્જિંતિ પહુ નેમિજિણુ**-તથા શ્રી ગિરનારજી મહાતીર્થ ઉપર શ્રી નેમિનાથ પ્રભુ ( જયઉ=જયવંતા વર્તો. )

**જયઉ વીર! સચ્ચઉરિમંડણુ**-સત્યપુરી (સાચોર નગર)ના આભૂષણરૂપ ચરમતીર્થપતિ શ્રી મહાવીર સ્વામી ભગવાન જયવંતા વર્તો.

**ભરુઅચ્છહિં મુણિસુવ્વય!**-(ભૃગુકચ્છ) ભરુચ નગરમાં દેવાધિદેવ શ્રી મુનિસુવ્રતસ્વામી પ્રભુ!

**મુહરિપાસ! દુહદુરિઅખંડણ**-(ટીંટોઈ ગામમાં) શ્રી મુહરિ પાર્શ્વનાથ ભગવાન! જે ભક્તવર્ગના દુઃખો અને દુરિતોનો નાશ કરનારા છે (તે તથા)

**અવર વિદેહિં તિત્થયરા**-બીજા પાંચે મહાવિદેહ ક્ષેત્રોને વિષે જે જે તીર્થંકર ભગવતો છે. (તે તથા)

**ચિહું દિસિ વિદિસિ જિંકેવિ**-ચારે દિશામાં કે ચારે વિદિશાઓમાં બીજા પણ જે કોઇ ભગવંતો.

**તીઆણાગયસંપઇઅ**-ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાલ સંબંધી થયા, થવાના કે હાલ છે.

**વંદું જિણ સવ્વેવિ**-તે સર્વે તીર્થંકર દેવોને હુ વાંદું છું. (૩)

**સત્તાણવઇ સહસ્સા**-સત્તાણું હજાર.

**લક્ખા છપ્પન્ન અટ્ઠ કોડિઓ**–આઠ ક્રોડ, છપ્પન લાખ.
**બત્તીસય બાસિયાઇ**–ત્રણ હજાર બસો ને બ્યાસિ
(૮,૫૭૦૦,૨૮૨)
**તિઅલોએ ચેઇએ વંદે**–એટલા (સ્વર્ગ, મૃત્યુ ને પાતાલ) એ ત્રણેય લોકના જિનપ્રાસાદોને હુ વાદુ છુ (૪)
**પન્નરસ કોડિ સયાઇ**–પદર સો ક્રોડ (૧૫ અબજ)
**કોડિ બાયાલ લક્ખ અડવન્ના**–બેતાલીસ ક્રોડ અટ્ઠાવન લાખ
**છત્તીસ સહસ્સ અસીઇ**–છત્રીશ હજાર ને એશી (કુલે ૧૫,૪૨,૫૮,૩૬,૦૮૦)
**સાસયબિંબાઇ પણમામિ**–એટલા શાશ્વતા જિનબિંબો છે, તે સર્વેને હુ પ્રણામ કરુ છુ

## ભાવાર્થ

આ સૂત્ર શ્રી ગૌતમ ગણધર ભગવાને શ્રી અષ્ટાપદતીર્થની યાત્રા કરવા ગયા ત્યારે રચ્યુ હતુ એમ કહેવાય છે ચૈત્યોમા વદના આ રીતે થવી જોઇએ, તેમ આ સૂત્ર શિખવાડે છે આ સૂત્રનુ બીજુ નામ ચૈત્યવદન સૂત્ર છે ઘણા ચૈત્યોની વદના આ સૂત્રમા આવે છે ભગવાન સમક્ષ બેસીને ડાબો પગ અડધો ઊચો રાખીને આ ચૈત્યવદન બે હાથ કમલના ડોડાના આકારની મુદ્રામા જોડીને કરવામાં આવે છે

## પરિમલ

★ *દિવસના કલાક જેમ ૨૪ થી વધે નહીં તેમ અઢી દ્વીપ પ્રમાણ મનુષ્ય ક્ષેત્રમા તીર્થંકરો ૧૭૦ થી કદી વધે નહીં*
★ *ગણધર ભગવાનની અષ્ટાપદજીની તીર્થયાત્રા આપણને મહાતીર્થોની વારવાર યાત્રા કરવાની પ્રેરણા આપે છે*
*ઉપદેશથી ગુરુતત્ત્વ અને અભયદાનથી સાધુ રક્ષણ આ બે આ સૂત્રના મહાન રહસ્યમય તત્ત્વો છે.*

★ વીતરાગો સાથે કેમ અને શી શી વાતો કરવી, તેનો આ સૂત્રમાંથી બોધ મળે છે.

★ "સંપઇ" શબ્દ જુગજૂના ઇતિહાસ જોવાનું સૂચન કરે છે. હાલમાં એટલે શ્રી વીરપ્રભુના શાસન વખતે. શ્રી અજિતનાથ ભગવાનના વારામાં ૧૭૦ ક્ષેત્રોમાં ૧૭૦ તીર્થંકરો વિચરતા હતા. તે અસંખ્યાતા વર્ષોના ઊંડા ભૂતકાળમાં ડોકિયું કરવા આ સૂચના છે.

★ રાજાને ત્યાં પુત્ર જન્મે છે, ને તેને દેખીને સૌને આનંદ થાય છે. રાજા જમણ આપે છે, પછી તે રાજકુમારને ગાદીએ બેસાડે ત્યારે રાજા તરીકે શોભે છે. તેમ જિન પ્રતિમાની અંજનશલાકા થાય ત્યારે તે મૂર્તિમાં પ્રાણ પ્રતિષ્ઠાપન થાય છે, પછી ચૈત્ય (મંદિર)માં સ્થાન પ્રતિષ્ઠા થાય છે, ત્યાં વંદના, સ્તુતિ ને સ્તવના થાય તેને ચૈત્યવંદન કહે છે.

★ ચૈત્યો હોવા જ જોઈએ, પ્રભુની મૂર્તિની પાસે હંમેશા ભક્તિ કરવી જ જોઇએ, તે વંદના પણ મુક્તિની ઉપાસનાનો જ એક પ્રકાર છે, એમ આ સૂત્રોમાંથી જાણવા મળે છે.

★ એક મહાવિદેહ ક્ષેત્રમા ૩૨ વિજયો હોય છે, તે પાંચ મહાવિદેહની ૧૬૦ વિજય થાય. પાચ ભરતક્ષેત્રો અને પાચ ઐરવત ક્ષેત્રો મળીને ૧૭૦ થાય. આવી વિશાળ દુનિયા તો કેવલજ્ઞાનીઓએ મનુષ્યોની જ દેખી છે, ને પ્રરૂપી છે. એ સિવાયની બીજી દુનિયા તો પરાર્ધો યોજન પ્રમાણ કહી છે.

★ શાશ્વતા બિંબો અને શાશ્વતા ચૈત્યો છે, તેની ખાત્રી આ સૂત્રમા તેના કર્તા ગણધરદેવે કરાવેલ છે. કેવલજ્ઞાની સિવાય ત્રણ ભુવનના શાશ્વત બિંબોની આ પ્રમાણે ગણના કોણ કરાવી શકે? અહીં બેઠા બેઠા તે દરેક બિંબોને વંદના કરવાનો લાભ લેવાનું આ સૂચન છે.

## સરળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧–જગચિંતામણિ સૂત્ર શું છે? કોણે બનાવ્યું? શા માટે?

ઉત્તર —જગચિંતામણિ સૂત્ર ચૈત્યવંદન છે ગણધર ભગવાન શ્રી ગૌતમસ્વામીજી મહારાજ અષ્ટાપદ ઉપર યાત્રા કરવા ગયા હતા, ત્યાં પ્રભુભક્તિ માટે તે બનાવ્યુ હતુ. તેમાં ત્રણે ભુવનના શાશ્વતા કે અશાશ્વતા જિનાલયોને તથા ત્યાંની જિનેશ્વર ભગવતોની પ્રતિમાજીઓને નમસ્કાર કરેલ છે.

પ્રશ્ન ૨–અષ્ટાપદ પર્વત પરના જિનબિંબો વિષે શું જાણો છો?

ઉત્તર —ભરત ચક્રવર્તીએ અષ્ટાપદ પર્વત પર ચોવીશ તીર્થંકરોની મૂર્તિઓ ભરાવેલી છે તે મણિ અને રત્નમય બનાવેલ છે ત્યાં દરેક તીર્થંકરની કાયાના માપ પ્રમાણેની જ ઉંચાઇવાળી ચારે બાજુ ક્રમે ૨-૪-૮-૧૦=૨૪ બનાવેલી છે તે મૂર્તિઓ એક સીધી શ્રેણીમાં સરખી નાસિકા રાખી, ઊંચી નીચી ગાદી પર બિરાજમાન કરેલ છે.

પ્રશ્ન ૩–ત્રિલોકના નામ આપો?

ઉત્તર —૧ સ્વર્ગ–ઊર્ધ્વલોક અથવા દેવલોક, ૨ મૃત્યુ–તિર્છા લોક અથવા મનુષ્ય લોક, ૩ પાતાળ–અધોલોક.

પ્રશ્ન ૪–કમ્મભૂમિહિં એટલે શુ?

ઉત્તર —અસિ (હથિયારો), મસિ–શાહી (લખવાનાં સાધનો) અને કૃષિ (ખેતી) રૂપી ત્રણ કર્મના ત્રિવિધ વ્યાપારથી જ્યાં પેટ માટે કમાણી કે મજૂરી કરી વ્યવહાર ચાલતો હોય તે કર્મભૂમિ કહેવાય છે

:. ૫–કર્મભૂમિના ક્ષેત્રોના નામ આપો, અને તે કયા આવેલાં છે?

—ભરત, ઐરવત ને મહાવિદેહ એ ત્રણ નામના પાંચ

પાંચ ક્ષેત્રો છે. તેમાંના જંબુદ્વીપમાં ૩: ક્ષેત્રો, ધાતકી ખંડમાં ૬ ક્ષેત્રો, અને પુષ્કરાર્ધ-દ્વીપમાં ૬ ક્ષેત્રો, સર્વે મળી કર્મભૂમિના ૧૫ ક્ષેત્રો થાય છે. (તદુપરાંત તે અઢીદ્વીપમાં ૩૦ અકર્મભૂમિના ક્ષેત્રો પણ છે. ત્યાં માત્ર યુગલિયાઓ જ હોય છે.)

પ્રશ્ન ૬–જગચિંતામણિની પાંચ ગાથાઓનું ટૂંકમાં વર્ણન કરો.

ઉત્તર —પહેલી ગાથા "સવૈયા"માં છે, અને પાછળની "વસ્તુ છંદ"માં રચાએલી છે. પહેલી ગાથાથી અષ્ટાપદ પર્વત પરના ચોવીશે તીર્થંકરોને વંદના કરેલ છે. બીજી ગાથાથી ઉત્કૃષ્ટ કાલમાં વિચરતા ૧૭૦ તથા હાલ જઘન્યથી વિચરતા ૨૦ તીર્થંકરોને વંદન કરેલ છે. ત્રીજી ગાથાથી પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ ત્રણે કાલના તીર્થંકરોને વંદન કરાએલ છે, અને ચોથી તથા પાંચમી ગાથાથી ત્રણ લોકનાં શાશ્વતા ચૈત્યો તથા શાશ્વતી પ્રતિમાઓને વંદન થએલ છે.

પ્રશ્ન ૭–અષ્ટાપદ તીર્થ કયાં છે? શું તે બહુ જ ઊંચો છે?

ઉત્તર —કેટલાકો શ્રી અષ્ટાપદ તીર્થ હાલ હિમાલયમાં કૈલાસ શિખર પર આવેલ છે એમ માને છે. તે ઘણો જ ઊંચો છે. તેના આઠ પગથિયાં છે. દેવો ત્યાં સેવાભક્તિ કરે છે. ત્યાં લબ્ધિવાન ચરમશરીરી સિવાયના માણસો જઈ શકતા નથી.

પ્રશ્ન ૮–અષ્ટાપદ તીર્થ ઉપર શ્રી ગૌતમસ્વામીજી ભગવાન જાત્રા માટે ગયા ને આપણે કેમ જઈ શકતા નથી?

ઉત્તર —શ્રી ગૌતમસ્વામીજી ભગવાન અનંત લબ્ધિને ધારણ કરનારા હતા. તેઓશ્રીએ અષ્ટાપદ તીર્થ પર જતાં પોતાની લબ્ધિથી સૂર્યના કિરણો પકડીને કિરણોના આલંબનથી જાત્રા કરી હતી. તે વખતે પણ બીજા

તાપસો તે ગિરિ પર ચડી શક્યા ન હતા. આપણી પાસે તેવી શક્તિઓ પ્રગટ નહીં હોવાથી આપણે જઈ શકતા નથી.

પ્રશ્ન ૯–મૂર્તિને વંદન કરવાથી લાભ થાય?

ઉત્તર—હા. ઘણો ઘણો લાભ થાય છે. "આપણે ચેતન હોવાથી જડ પાષાણને વંદન કેમ કરાય, એમ કહેનારા દરેક મતવાળાઓ પણ જડ મનાતા ફોટાઓને, ખાવલાઓને કે પત્થરના બનાવેલા અમૂક આકારને વંદન કરે છે, માને છે, અને લાભ માની ભજે છે. દુનિયામાં રૂપિયો કે સોની નોટ કયાં જડ નથી? દવા જડ જ છે ને? તે પીવાથી શરીરમાંનો રોગ દૂર થાય છે, તેમ આ પ્રભુના આકારની મૂર્તિને નમન, દર્શન, વંદન ને ભક્તિ કરવાથી દુર્ગતિ દૂર થાય છે. ઘરેણાં, મકાન, ઝવેરાત, સોનું, ચાંદી એ દરેકની કિંમત હોય છે. તેમ આ વીતરાગ પ્રભુની મૂર્તિ તો આપણને વીતરાગ બનવાનું શિખવે છે. તેની કિંમત કેટલી આંકવી જોઇએ? જિનેશ્વર ભગવંતની પ્રતિમાજી જો નજર સમક્ષ ન હોય, તો મુક્તદશાની કે વીતરાગતાની પ્રત્યક્ષ ઝાંખી કોણ કરાવે? બાળકને મીઠાઇ જોતાં જ મુખમાંથી પાણી છૂટે છે, તેમ વૈરાગ્યના પિપાસુને વીતરાગ જેવા વૈરાગીની મૂર્તિ જોતાં જ વૈરાગ્ય ઉત્પન્ન કરાવે છે. મૂર્તિથી શુ આ ઓછો લાભ છે? માટે કલ્યાણ સાધી આપનારા દેવાધિદેવ જિનેશ્વર ભગવંતની મૂર્તિ નૌકાની જેમ તારનારી જ છે. રાગીની મૂર્તિ મોક્ષ આપી શકે જ નહીં. એ જિનમૂર્તિ વીતરાગપણું બતાવતી હોવાથી તે તારક અને પૂજ્ય છે. સ્ત્રી સાથેની કે ત્રિશૂલ આદિ સાથેની મૂર્તિ રાગદર્શક હોવાથી મોક્ષ આપવાની તેનામાં શક્તિ હોઈ શકતી ધરાવતી નથી.

# (૧૨) શ્રી જંકિંચિ સૂત્ર.

## અન્વયાર્થ

જંકિંચિ-જે કોઇ નામતિત્થં-નામતીર્થ. સગ્ગે-સ્વર્ગલોકમાં. પાયાલિ-આપણી પૃથ્વીની નીચે પાતાલ લોકમાં. માણુસ્સે લોએ-મનુષ્યલોકમાં જાઈં-જે જે અથવા જેટલી જેટલી. જિણ-જિનેશ્વર ભગવતોની બિંબાઈં-પ્રતિમાઓ (હોય). તાઈં-તે તે અથવા તેટલી તેટલી સવ્વાઇં-સર્વેને (મૂર્તિઓને). વંદામિ-હું વાંદું છું.

## સૂત્રાર્થ

**જંકિંચિ નામતિત્થં**-જે જે નામતીર્થો હોય, જેમકે શ્રી શત્રુંજય નામનું તીર્થ. (૪ પ્રકારનાં તીર્થો હોય છે. નામતીર્થ, સ્થાપનાતીર્થ, દ્રવ્યતીર્થ અને ભાવતીર્થ. તેમાંનું આ પ્રથમ છે )

**સગ્ગે પાયાલિ માણુસ્સે લોએ**-સ્વર્ગલોક, પાતાલલોક અને મનુષ્યલોક, એ ત્રણેય લોકમાં જે જે તીર્થો હોય અને તે તીર્થોમા.

**જાઇં જિણબિંબાઇં**-નાની અથવા મોટી જિનેશ્વર ભગવતોની જેટલી જેટલી પ્રતિમાજીઓ હોય.

**તાઇં સવ્વાઈં વંદામિ**-તે સર્વે ભવ્ય જિનમૂર્તિઓને હું ભાવપૂર્વક વાદું છુ

## ભાવાર્થ

સ્વર્ગલોક, પાતાલલોક અને મૃત્યુલોકમા-(ઊર્ધ્વ, અધો અને મધ્યલોકમાં) જે જે તીર્થસ્થાનો છે, અને તે તે તીર્થોમા જેટલી જેટલી જિનેશ્વર ભગવતોની પ્રતિમાજીઓ છે, તે સર્વેને આ સૂત્રથી વદના કરાય છે તીર્થયાત્રાઓ વાર વાર કરવી જોઇએ,

એ હેતુ સમજાવવા તથા સ્થાનિક મ દિરો કરતાય, તીર્થભૂમિમા અત્ય ત લાભ થાય છે, એ જ્ઞાન પણ આ સૂત્રથી આપણને પ્રાપ્ત થાય છે,

## પરિમલ

★ *સ્વર્ગલોકમા તેમ પાતાલલોકમા પણ તીર્થો તથા જિનબિંબો છે, તે આ સૂત્રથી જાણવા મળે છે*

★ *સમકિતીને દેવ અને ગુરુની સાથે સગપણ બધાય છે તેથી તીર્થોને તે હમેશા યાદ કરે છે, અને સ્તવે છે*

★ *જ્યા મૃત્યુલોકમાની જ બધી ય જિનપ્રતિમાજીઓની યાત્રા આપણે કરી શકતા નથી, તો પાતાળ કે ઊર્ધ્વલોકની યાત્રાઓ તો આપણે ક્યાથી જ કરી શકવાના હતા ? તેને આ સૂત્રથી વદના થાય છે*

*મહાન તીર્થોને યાદ કરી, ત્યા રહેલા ભવ્ય જિનબિબોને જુહાર વાનુ અને ઘેર બેઠા પણ તીર્થયાત્રાઓનુ પુણ્ય મેળવવાનુ આ સૂત્રથી શિખાય છે*

## સરળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧–જ કિંચિનો ભાવાર્થ સમજાવો

ઉત્તર—ત્રણે ભુવનમા રહેલા તમામ નામ તીર્થોને તે દ્વારા વદના કરાએલ છે તીર્થો અને ત્યાના બિંબો જુહારવા જવાનુ પ્રમાદીને પણ કોઈ દીવસ મન થાય તેથી આ સૂત્ર બહુ મહત્ત્વનુ છે

પ્રશ્ન ૨–તીર્થવદના જેવો જ જ કિંચિનો હેતુ છે ?

ઉત્તર—હા, તે દ્વારા પણ અહીં બેઠા દૂર દૂર રહેલા તીર્થોને યાદ કરીને વદના કરીએ, એ એક જાતની તીર્થવદના જ છે આ વદના સક્ષેપથી થતી હોવાથી ટૂકમા ઘણો લાભ મળે છે પત્રમા વિગતવાર લખાય, પણ તારમા ટૂકા શબ્દોથી સમજાય છે, તેમ તાર જેવુ આ ટૂકુ સૂત્ર છે

# (૧૩) શ્રી નમુત્થુણં (શક્રસ્તવ) સૂત્ર.

## અન્વયાર્થ

નમુત્થુણં-નમસ્કાર કરું છું. અરિહંતાણં-અરિહંતોને. ભગવંતાણં-ભગવંતોને. આઇગરાણં-નવો ચતુર્વિધ સંઘ સ્થાપીને શાસનની જે આદિ અથવા શરૂઆત કરનારા છે, તેમને. તિત્થયરાણં-તીર્થંકરોને. સયં-પોતાની મેળે. સંબુદ્ધાણં-બોધ પામેલા. પુરિસ-પુરુષોને વિષે. ઉત્તમાણં-ઉત્તમ. પુરિસસીહાણં-પુરુષોમાં સિંહ સમાન. પુરિસવર-પુરુષોમાં શ્રેષ્ઠ. પુંડરીઆણં-પુંડરીક નામના ઉત્તમ કમળની જેમ ઉત્તમ. ગંધહત્થીણં-હાથીની જાતિઓમાં જેમ ગંધહસ્તિ ઉત્તમ મનાય છે, તેમ પુરુષજાતિમાં ગંધહસ્તિ જેવા જેઓ ઉત્તમ છે, તેમને. લોગુત્તમાણં-લોકમાં ઉત્તમ. લોગનાહાણં-લોકના નાથ. લોગહિયાણં-લોકોનું હિત કરનારા (ભવિજીવોનું કલ્યાણ કરનારા) લોગપઇવાણં-વિશ્વમાં પ્રદીપ-દીવા સમાન. લોગપજ્જોઅગરાણં-વિશ્વમાં પ્રદ્યોત - જ્ઞાનપ્રકાશના ફેલાવનારા. અભય-ભયરહિતપણું. દયાણં-આપનારા. (અભયદાનદ્વારા સાચું જીવન બક્ષનારા.) ચક્ખુદયાણં-વિવેકચક્ષુને આપનારા. મગ્ગદયાણં-મુક્તિમાર્ગને બતાવનારા. સરણદયાણં-શરણ આપનારા. બોહિદયાણં-બોધિ, સમકિતને આપનારા. ધમ્મદયાણં-ધર્મની પ્રાપ્તિ કરાવનારા. ધમ્મદેસયાણં-ધર્મનો ઉપદેશ દેનારા. ધમ્મનાયગાણં-ધર્મના જે સ્થાપક-નાયક છે. ધમ્મસારહીણં-ધર્મરૂપી રથના ચલાવનારા જે સારથિ છે. ધમ્મવર-ઉત્તમ (ધર્મરૂપ) ચાઉરંત-ચાર ગતિનો અંત કરનાર જે ધર્મચક્ર તેને ધારણ કરનારા. ચક્કવટ્ટીણં-ધર્મચક્રવર્તી. અપ્પડિહય-સર્વત્ર અસ્ખલિત. વરનાણ-ઉત્તમ જ્ઞાન. અને દંસણ-દર્શનને. ધરાણં-ધારણ કરનારા. વિયટ્ટ-નષ્ટ થયું છે. છઉમાણં-છદ્મસ્થપણું જેમનું એવા (કેવલજ્ઞાનથી પૂર્વેની દશાને છદ્મસ્થાવસ્થા કહેવાય છે) જિણાણં-રાગ-

દ્વેષરુપી અંતરશત્રુઓને જિતનારા. જાવયાણ-બીજાઓને રાગ દ્વેષ જિતાવનારા તિન્નાણ-પોતે સંસારસમુદ્રથી તરેલા તથા તારયાણ-સંસારથી બીજાઓને તારનારા બુદ્ધાણ-પોતે બોધ પામેલા તથા બોહયાણ-અન્ય ભવિજીવોને બોધ કરાવનારા મુત્તાણ-ઘાતી અઘાતી કર્મોથી મુક્ત થએલા તથા મોઅગાણ-તે કર્મ પિંજરમાથી બીજા લઘુકર્મી આત્માઓને છોડાવનાર સવ્વન્નૂણ-સર્વજ્ઞો-કેવળજ્ઞાની તથા સવ્વદરિસીણ (કેવળદર્શન નામનો ગુણ પ્રગટ થવાથી) સર્વ દેખનારા તે પ્રભુને તથા જેઓ સિવ-ઉપદ્રવ રહિત અચલ-અચલ સ્થિર અરુઅ-રોગરહિત અણંત-જેનો અંત નથી અક્ખય-આવ્યા પછી જેનો નાશ થનાર નથી. અવ્વાબાહ-અબાધા-પીડારહિત અપુણરાવિત્તિ જ્યાંથી ફરી આ પૃથ્વીપર જન્મ લેવા આવવાનુ નથી એવી સિદ્ધિગઈ-સિદ્ધ-મોક્ષગતિના નામધેય-નામવાળા ઠાણં-સ્થાનને સંપત્તાણ-પામેલા એવા નમો જિણાણ-જિનેશ્વર ભગવંતોને હુ નમસ્કાર કરુ છુ જિયભયાણ-સર્વ ભયોને જિત્યા છે જેમણે. જે અ અને જે અઈઆ ભૂતકાળમા સિદ્ધા-સિદ્ધ થએલા છે તથા જે જે ભવિસ્સંતિ-સિદ્ધ થશે અણાગએ કાલે-અનાગત ભવિષ્યકાળમા સંપઈઅ તથા સંપ્રતિકાળમાં હમણા પણ જે વટ્ટમાણા-મહાવિદેહમા વિચરી રહ્યા છે, તે સવ્વે-સર્વેને તિવિહેણ ત્રણ પ્રકારે (મન, વચન ને કાયાથી) વંદામિ હુ વાંદુ છુ

## સૂત્રાર્થ

**નમુત્થુણં અરિહંતાણં ભગવંતાણં**-નમસ્કાર કરુ છુ (કોને?) શ્રી અરિહંત ભગવંતોને [૧]

**આઇગરાણં, તિત્થયરાણં, સયંસંબુદ્ધાણં**-શાસન સ્થાપવા દ્વારા પોતાની અપેક્ષાએ ધર્મની આદિ કરનારા જે તીર્થંકર

નામકર્મવાળા છે, તથા જે પોતે પોતાની મેળે બોધ પામેલા છે. [૨]

**પુરિસુત્તમાણં, પુરિસસીહાણં**–પુરુષોમાં જે ઉત્તમ અને મહાન છે તથા પુરુષોમાં જે સિંહસમાન છે.

**પુરિસવરપુંડરિઆણં, પુરિસવરગંધહત્થીણં**–પુરુષજાતિમાં પુંડરીક કમળની જેમ ઉત્તમ, હાથીઓમાં જેમ ગંધહસ્તિ સર્વોત્તમ ગણાય છે, તેમ પુરુષોને વિષે જે ઉત્તમ ગંધહસ્તિ જેવા છે. [૩]

**લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિયાણં**–લોકમાં જેઓ ઉત્તમ તરીકે સુપ્રસિદ્ધ થયા છે તથા અનાથ અને અશરણ જનસમાજના જેઓ શિરછત્રરૂપ નાથ અથવા માલિક છે, જીવ માત્રનું હિત ઇચ્છનારા ને હિત કરનારા છે.

**લોગપઈવાણં, લોગપજ્જોઅગરાણં**–લોકને વિષે પ્રદીપ સમાન અને ભવિજીવોને ઉપદેશ આપી જ્ઞાનનો પ્રકાશ તથા ઉદ્યોત પાથરનારા. [૪]

**અભયદયાણં, ચક્ખુદયાણં, મગ્ગદયાણં**–છએ કાયના સર્વે જીવોને અભયદાન આપનારા, વિવેક અને જ્ઞાનરૂપી ચક્ષુના આપનારા, મુક્તિમાર્ગના બતાવનારા.

**સરણદયાણં, બોહિદયાણં**–ભવભ્રમણથી કંટાળેલાઓને શરણ આપનારા, સમકિતની (શુદ્ધ દેવ, ગુરુ, ધર્મની શ્રદ્ધા) પ્રાપ્તિ કરાવનારા. [૫]

**ધમ્મદયાણં, ધમ્મદેસયાણં, ધમ્મનાયગાણં**–સર્વવિરતિ અને દેશવિરતિરૂપ બે પ્રકારે ધર્મ બતાવનારા, સમવસરણમાં બેસીને ધર્મનો ઉપદેશ દેનારા, તથા ધર્મના નાયક.

**ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં**-ધર્મ (રૂપી) રથને હાંકનારા સારથિ, (જેમ મેઘકુમારનો થએલ શિથિલ ભાવરૂપી રથ ભગવાન મહાવીર દેવે સન્માર્ગે લાવીને સ્થિર કર્યો તેમ) ચાર ગતિના જન્મ મરણના સમસ્ત દુઃખોનો અંત કરનારા ધર્મ (રૂપ) ચક્રના ધરનારા જે ધર્મ-ચક્રવર્તી છે. [૬]

**અપ્પડિહયવરનાણદંસણધરાણં**-સર્વત્ર અસ્ખલિત એવા સર્વોચ્ચ કેવલજ્ઞાન અને કેવલદર્શનને ધરનારા (ધારણ કરનાર). કેવળી ભગવંતને પ્રથમ સમયે જ્ઞાન અને પછી બીજા સમયે દર્શન હોય છે, તેનું પણ અહીં સૂચન કરવામાં આવેલ છે.

**વિયટ્ટછઉમાણં**-અજ્ઞાનવાળું છદ્મસ્થપણું જેમનું હવે વ્યાવૃત્ત એટલે નિવૃત્ત અથવા નષ્ટ થયું છે, એટલે જેમના ચાર ઘાતી કર્મોનો નાશ થયો છે તેવા. [૭]

**જિણાણં જાવયાણં**-રાગ ને દ્વેષરૂપી કર્મશત્રુને જિતનારા તથા બીજાઓને રાગદ્વેષ જિતાવનારા

**તિન્નાણં તારયાણં**-સંસારસમુદ્રથી જે પોતે તરેલા છે, તથા હળુકર્મી આત્માઓને પ્રતિબોધ કરી તારનારા.

**બુદ્ધાણં બોહયાણં**-પોતે બોધ પામેલા, તથા બીજા અસંખ્ય આત્માઓને બોધ આપનારા.

**મુત્તાણં મોઅગાણં**-પોતે કર્મોના બંધનથી મુક્ત થએલા, અને બીજાઓને તેનાથી મુક્ત કરી મુક્તિએ પહોંચાડનારા, એવા. [૮]

**સવ્વન્નૂણં સવ્વદરિસીણં**-કેવલજ્ઞાનથી સર્વ ભાવોને જાણનારા તથા અનંત દર્શનનો ગુણ પ્રગટ થવાથી વિશ્વમાત્રના સ્વરૂપને દેખનારા

**સિવમયલમરુઅમણંતમક્ખય**–ઉપદ્રવ વિનાના, સ્થિર, જ્યાં રોગ માત્ર નથી તેવા, જેનો અંત નથી તેવા, જેનો ક્ષય થવાનો નથી તેવા [આ બધા મોક્ષના વિશેષણો છે.]

**મવ્વાબાહમપુણરાવિત્તિ**–સર્વ પ્રકારની પીડાઓથી રહિત તથા પહોંચેલ મુક્તિપદથી પાછા અહીં આવીને કદી જન્મ લેવાનો નથી તેવા.

**સિદ્ધિગઇ નામધેયં**–મોક્ષગતિ નામના.

**ઠાણં સંપત્તાણં**–શ્રેષ્ઠ (મોક્ષ) સ્થાનને પામેલા.

**નમો જિણાણં જિયભયાણં**–રાગ તથા દ્વેષને તથા સર્વ ભયોને જીતનારા શ્રી જિનેશ્વર ભગવંતોને મારા ભારપૂર્વક નમસ્કાર થાઓ. [૯]

**જે અ અઇયા સિદ્ધા**–જે ભૂતકાલને વિષે (તીર્થંકર પદને પામીને) સિદ્ધ થયા હોય.

**જે અ ભવિસ્સંતિણાગએ કાલે**–જે ભવિષ્યકાલમાં સિદ્ધ થશે.

**સંપઇ અ વટ્ટમાણા**–અને વર્તમાનકાલને વિષે વિચરતા જે વીશ વિહરમાન તીર્થંકર ભગવંતો છે.

**સવ્વે તિવિહેણ વંદામિ**-તે સર્વે ભગવંતોને મનથી, વચનથી અને કાયાથી હું વાંદુ છું. [૧૦]

## ભાવાર્થ

ઇંદ્રમહારાજ પ્રભુના કલ્યાણક સમયે આ સૂત્રના ઉચ્ચારણ દ્વારા ઇન્દ્રસભામાં શ્રી તીર્થંકર ભગવાનની સ્તુતિ કરે છે, તેથી આ શાશ્વત સૂત્ર ઘણું જ પ્રખ્યાત છે. આ સૂત્રમાં શ્રી જિનેશ્વર ભગવાનના વાસ્તવિક ગુણોને વિવિધ ઉપમા અલંકારથી અલંકારિક શબ્દોમાં ગુંથવામાં આવ્યા છે આ શબ્દો પ્રભુ પાસે બોલતાં

બોલતા જ્યારે અર્થનો વિચાર કરીએ છીએ, ત્યારે હૃદયમા ભાવોલ્લાસ પ્રગટાવે છે જિનમંદિરે જઇએ ત્યારે ત્યાં જિનમૂર્તિ સામે ચૈત્યવંદનની પછી પણ ડાબો પગ ઉંચો રાખી, તથા હાથ જોડી રાખીને વિનયપૂર્વક આ સૂત્ર બોલવાનુ વિધાન છે પ્રતિક્રમણ, દેવવંદન વિગેરે ક્રિયામા પણ આ સૂત્ર આરીતે જ બોલવાનું વિધાન છે

## પરિમલ

★ આજે ખબર કાઢીએ તો પોતાના વડિલ માણસોના નામ માણસો બહુ બહુ તો સાત પેઢી સુધી યાદ રાખી શકતા દેખાયા છે. પરંતુ જનતાનુ યથાશક્ય હિત સાધી ગએલા મહારાજા કુમારપાલ, કે શિવાજી જેવા કોઈ કોઈ નેતાઓના નામો જોઈએ તો ઇતિહાસના પાના પર ચડયા હોવાને કારણે લાંબા વખતથી ટકેલા જણાય છે. તેમ આ સૂત્રમા વર્ણવેલા અનંત ગુણગૃહ અને છએ જીવનિકાયના પ્રાણીઓના નિષ્કારણોપકારી એવા શ્રી તીર્થંકર ભગવંતોના શુભ નામો આગમોમા ત્રણ ચોવીશી સુધી તો રહે જ છે આ પણ તેઓની સર્વ શ્રેષ્ઠતાનુમાપક છે

★ અભયદાન, જ્ઞાનચક્ષુ મોક્ષમાર્ગ આ બધા એ શરણદાતા પ્રભુની ભક્તિરૂપી પૂજાના ખિલેલા પુષ્પો છે એ આ સૂત્રની ખુશબો છે

★ ધર્મ રથ છે, ને તીર્થંકર ભગવંત સારથી છે, આપણે તે બેઉનો ખપ છે

★ કેવલજ્ઞાનીનો મહાન ગુણ, મુક્તિ માટેનો પ્રયાસ, અને સાંભળ્યા કે જાણ્યા પછી થતો બોધ, અને પછી ધ્યેયનુ નક્કી કરવાપણુ, આ બધી વિગતો આ સૂત્રના રહસ્યરૂપ બની જાય છે

★ ઉન્માર્ગે જતા રથને માર્ગે લાવે તેના જાણકારને સારથિ કહેવાય છે સંસારના વિષય કષાયો આપણને ઉન્માર્ગે તાણી રહ્યા છે, એ પ્રભુ ત્યાંથી ઉગારી મુક્તિ તરફ સાચા માર્ગે ખેંચે છે, માટે તેઓ સાચા સારથિ ગણાય છે, અને નિષ્કારણ બંધુ કહેવાય છે

★ ચક્રવર્તી ચક્રથી છ ખંડ સાધે, તેમ આ તીર્થંકર ભગવાન ધર્મચક્રથી ચાર ગતિનો અંત કરે છે, અને તે ધર્મચક્રથી ભવ્યાત્માઓની ચારે ગતિઓનો અંત કરાવે છે.

## સરળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧—નમુત્થુણંના રચનાર કોણ છે? અને તે ક્યારે રચેલ છે?

ઉત્તર—ઇંદ્રમહારાજ જ્યારે સિંહાસન કંપે છે ત્યારે આ સૂત્ર બોલે છે તેમજ તીર્થંકર ભગવંતનું જન્મ કલ્યાણક ઉજવવા પ્રભુજીને લઇ મેરુશિખર પર જાય છે, ત્યાં કળશાભિષેક કરી પ્રભુની ભક્તિપૂર્વક જે સ્તુતિ કરે છે, તે સ્તુતિ આ સૂત્રમાં છે. તીર્થની અપેક્ષાએ એ નમુત્થુણંના રચનાર ગણધર ભગવંતો છે બાકી તો સૂત્ર શાશ્વત છે. આ સૂત્રમા પ્રભુની ૩૫ વિશેષણો દ્વારા સ્તુતિ કરવામાં આવી છે

પ્રશ્ન ૨—નમુત્થુણંનુ બીજુ નામ શું?

ઉત્તર—શક્રસ્તવ અથવા ઇંદ્રસ્તુતિ.

પ્રશ્ન ૩—આ સૂત્રમા ભગવાનનાં આટલા બધા વિશેષણો કેમ?

ઉત્તર—દુનિયામા પણ દેખાય છે, કે જેટલો અભ્યાસ હોય, તે પ્રમાણે ડીગ્રીઓ અપાય છે આ અભ્યાસીઓ બધા અપૂર્ણ જ્ઞાનવાળા હોય છે ત્યારે ભગવાન તો પૂર્ણ જ્ઞાની, કેવળજ્ઞાની છે અપૂર્ણ હોય તેને જ થોકબંધ ડીગ્રીઓ અપાય છે તો પછી પૂર્ણ જ્ઞાનીને કેટલી હોઇ શકે? આથી સમજી શકાય તેમ છે, કે તીર્થંકર ભગવાનને આ સૂત્રમા જણાતાં આટલા બધા વિશેષણો છે, તે ઘણા નથી તેમાંનુ એક પણ વિશેષણ તે ભગવંતની વધુ પડતી મહત્તા દેખાડવા માટે નથી અનંત ગુણી ભગવાનના અનંત ગુણો પાસે એ વિશેષણો તો અલ્પ-

માત્ર જ છે, તથા જે ગણાવ્યા છે, તે પણ ગુણનિષ્પન્ન જ છે પ્રભુના ખાસ ખાસ ગુણોનુ આ સૂત્ર સગ્રહસ્થાન છે

પ્રશ્ન ૪ ૩૫ વિશેષણો શુ સૂચવે છે?

ઉત્તર —તીર્થંકર ભગવાન સિવાય અન્યત્ર તેવુ ઉત્તમપણુ સભવતુ નથી, જેમ બીજાઓને પરના ઉપદેશની જરૂર રહે છે, તેમ તીર્થંકરોને રહેતી નથી તેમના જેટલી ઋધ્ધિ તેમના સિવાય બીજા કોઈ પચાવી પણ શકતા નથી તેઓના માર્ગદર્શન વિના ક્યાય પણ કોઈનો ઉદ્ધાર થયો નથી, અને થનાર નથી તેમની દૃષ્ટિ વિના લોકહિત થઈ શક્તુ જ નથી ભવથી ભય પામેલા નિરાધાર જીવાત્માઓ તેમના શરણ વિના તરી શકતા જ નથી સસારથી તરવાનુ તેમના વિના કોઈ શિખવાડવા સમર્થ હોતુ જ નથી આવુ આવુ આ વિશેષણોમાથી ઘણુ ઘણુ શિખવાનુ મળે છે

## (૧૪) શ્રી જાવંતિ ચેઇઆઇ સૂત્ર.

### અન્વયાર્થ

જાવતિ-જેટલા ચેઇઆઇ-ચૈત્યો છે ઉડ્ઢે-ઊર્ધ્વ લોકમા અ-અને અહે-અધોલોકમા તિરિઅલોએ-તિર્છાલોકમા સવ્વાઇ-સર્વેને તાઇં-તે વદે-હુ વદના કરુ છુ ઇહ અહીં સતો-રહેલો છતો, રહ્યો થકો, (રહ્યો રહ્યો) તત્થ-ત્યા સતાઇં-રહેલા (ચૈત્યો)ને

### સૂત્રાર્થ

જાવતિ ચેઇઆઇ-જેટલા જેટલા જિનમદિર
ઉડ્ઢે અ અહે અ તિરિઅલોએ અ-ઊર્ધ્વલોકમા, અધોલોકમા અને તિર્છાલોકમા એમ ત્રણે લોકમા રહેલા છે

**સવ્વાઈં તાઇં વંદે**–તે સર્વે જિનાલયોને હું વંદન કરું છું.
**ઈહ સંતો તત્થ સંતાઇં**–ભલે હું આ સ્થળે રહ્યો છું, છતાં ત્યાંના ભવ્ય જિનાલયોની ભાવયાત્રાનો લાભ મેળવવાના હેતુથી સર્વે ચૈત્યોને સમષ્ટિગત યાદ કરીને હું વંદના કરું છું.

## ભાવાર્થ

ત્રણ ભુવનમાં રહેલા ચૈત્યોને આ સૂત્રમાં વંદના કરવામાં આવેલ છે દેવમંદિરોના દર્શન કરવા મનુષ્યો જઇ શકવાના નથી, એટલે અહીંના મંદિર વિગેરેમાં ચૈત્યવંદના કરતી વખતે ત્યાંના દૂરદૂરના ચૈત્યોને પણ યાદ કરવા આ સૂત્ર શિખવાડે છે.

## પરિમલ

★ *શુભ કાર્યોમા જેટલી જેટલી અનુમોદના કરીએ, તેટલો તેટલો પુણ્યબંધ થાય છે અહીં યાત્રાઓની અનુમોદના કરીએ તેમા પણ આત્માને મહાન લાભ થાય છે ઉત્તમ કાર્યોમાં અનુમતિ ન આપે, ને ઉપેક્ષાભાવ રાખે, તો પાપનો લેપ લાગે છે, એમ જ્ઞાનીઓનુ કથન છે. પાણીને ઢાળ હોય તો નીચે પડતાં વાર લાગતી નથી ઉંચે ચઢાવવામા મશીન ગોઠવવુ પડે છે, તેમ ધર્મીને ઉત્તેજન જો ન મળે અથવા તેને અંતરાયરૂપ થવાથી, કે તેની પ્રત્યે ઉપેક્ષા કરવાથી, કે સારો સાથ ન મળવાથી નીચે પડતા વાર લાગતી નથી. તેથી અનુમોદના પણ એક પ્રોત્સાહન છે અનુમોદના પોતાનો પણ લાભ કરનાર બને છે. આવા સારા કામોની અનુમોદનાથી શુભ કાર્ય કરનાર ઉંચી ભાવનાએ ચડે છે. એ રીતે આ ચૈત્યોની વંદના કરાય, અને કરનારની અનુમોદના કરાય તો અપાર લાભ મળે.*

★ *સગાસબંધીઓને યાદ કરવાનુ સહેજે મન થાય છે, કારણ તેઓ પ્રત્યે પ્રીતિ છે તેમ સમકિતની સાંકળ દેવગુરુધર્મની સાથે પ્રીતિ*

*કરાવે, પછી ધર્મને યાદ કરવાનુ સહેજે મન થયા છે એટલે જિનમંદિરમા જઈને આ બધા દૂરદૂરના ચૈત્યો કે જિનેશ્વર ભગવતોની પ્રતિમાજીઓ સાથે ટેલિફોન કરીને વાર્તાલાપ કરવા રૂપે નમન કરવાનુ મન થાય છે આ સૂત્રથી આવા લાભો થાય છે*

★ *ઊર્ધ્વ અને અધોલોકના ચૈત્યોની જ્ઞાની ભગવતોએ જો આ સૂત્રથી આપણને જાણ કરાવી ન હોત, તો આપણે તેની શોધ ક્યાથી કરી શકતે ?*

## સરળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧–"જાવંતિ ચેઇઆઇ"નો અર્થ વિસ્તારથી સમજાવો

ઉત્તર —ત્રણેય લોકમાના ભૂત, વર્તમાન ને ભવિષ્યકાળના ચૈત્યોને અને જિનપ્રતિમાજીઓને આ સૂત્રથી વંદના કરેલી છે અહીં રહ્યા રહ્યા પણ તે તે તીર્થોની કે ત્યાના અલૌકિક જિનબિંબોની સ્મરણદ્વારા તેમા વંદના કરી છે રોજ તીર્થસ્થાનોમા જવુ શકય હોતુ નથી, તે કારણથી અહીં રહીને આ રીતે જાત્રાનો લાભ લઇ મન મનાવવુ પડે છે પણ શકય જાત્રાઓમા સંતોષ રહેતો નથી, એટલે ત્યા જાતે જઇને જ લાભ લેવા જવાનુ કુદરતી મન થાય છે

પ્રશ્ન ૨–ઊર્ધ્વલોક ને અધોલોક આપણે જોયા નથી, તો આ ચૈત્યો શ્રદ્ધાથી જ માનવાના કે શુ ?

ઉત્તર —આ ચૈત્યો ભલે દૂર હોય તેથી શુ ? અત્યારે " મે અમેરિકા જોયુ નથી માટે હુ નહીં માનુ " એમ જો કોઇ ભીલ કે ગામડાનો વનની કહે, તો તેથી "તે દેશ નથી" એમ થોડુ માની લેવાય ? નકશો અમેરિકાને બતાવે છે છદ્મસ્થનો બનાવેલ હોવા છતા તે નકશાને આપણે માનીએ છીએ, ત્યારે આ ઊર્ધ્વલોક અને અધોલોકના બતાવનારા તો જ્ઞાનીઓ છે કોઇ અનુભવી જાણકાર કાંઇ કહે તો

અત્યારે પણ આપણે ક્યાં માનતાં નથી? નોકર કામ કરે, કે પત્ની રસોઈ બનાવે, તેમાં જેમ શ્રદ્ધા રાખવામાં આવે છે, તેમ આ જ્ઞાનીઓનાં વચનમાં પણ શ્રદ્ધા રાખીએ, તો શું વાંધા જેવું છે? અજ્ઞાનીના વચનમાં તો શંકાને પણ સ્થાન છે, પરંતુ કેવળી ભગવંતોના વચનમા તો શંકાને સ્થાન જ નથી શિક્ષક ઉપર પણ વિદ્યાર્થી વિશ્વાસ રાખે તો જ વિદ્વાન થાય.

卐 卐 卐

# (૧૫) શ્રી જાવંત કે વિ સાહૂ સૂત્ર.

## અન્વયાર્થ

જાવંત-જે (મહાવ્રતધારી). કે વિ-કોઈ પણ સાહૂ-સાધુ મહારાજો ભરહ-૫ ભરતક્ષેત્રોને વિષે એરવય-૫ ઐરવતક્ષેત્રોને વિષે મહાવિદેહે-૫ મહાવિદેહક્ષેત્રોને વિષે સવ્વેસિં-સર્વે સાધુ મહારાજોને તેસિં-તે પણઓ-પ્રણામ કરું છું. તિવિહેણ-મન, વચન ને કાયાથી. તિદંડ-ત્રણેય દંડથી (મનદંડ, વચનદંડ ને કાયદંડથી) વિરયાણ-વિરામ પામેલા તે પૂજ્યોને

## સૂત્રાર્થ

**જાવંત કે વિ સાહૂ**-જે કોઈ પણ મહાવ્રતધારી સાધુમહારાજો વિચરે છે.

**ભરહેરવયમહાવિદેહે** અ-૫ ભરત, ૫ ઐરવત અને ૫ મહાવિદેહ ક્ષેત્રોમાં (એ ૧૫ કર્મભૂમિઓમાં) અને તેમા પણ ત્યાંના આર્યક્ષેત્રોમા જ.

**સવ્વેસિં તેસિં પણઓ**-તે સર્વે સાધુમહારાજોને (પ્રણામ કરું છુ) હું વાદું-છું.

**તિવિહેણ તિદંડવિરયાણં**–(અશુભ કર્મબંધ કરાવનારા) મન, વચન ને કાયાના ત્રણે દંડથી (અશુભ યોગોથી) વિરામ પામેલા (પૂજ્ય સાધુ મહારાજોને મારા ત્રિકરણપૂર્વક વંદન હો.).

## ભાવાર્થ

અઢીદ્વીપરૂપ મનુષ્યક્ષેત્રમાંની માત્ર ૧૫ કર્મભૂમિમાં જે અને તેમાં પણ અનાર્ય દેશોને છોડી આર્ય દેશમાં જ મુક્તિની આરાધના (સાધના) થાય છે. એટલે ત્યાં ચારિત્રશીલ મુનિવરો હોય છે. તે મુનિવરોને યાદ કરીને આ સૂત્રથી નમસ્કાર કરવામાં આવેલ છે.

## પરિમલ

★ *શ્રી જિનેશ્વરો અને જિનબિંબોની જેમ મુનિવરોને પણ આત્મભાવનાને જાગૃત કરવામાં અસાધારણ નિમિત્ત માનવામા આવેલ હોવાથી પણ આ સૂત્ર જૈનચૈત્યમા બોલવામા વાંધા જેવું નથી!*

★ *આ સૂત્ર ભગવાનની પાસે દેરાસરમા બોલવાનું વિધાન છે તેમાં એ પણ કારણ છે, કે જે મુનિવરોને આ સૂત્ર દ્વારા અહીં વંદના કરવા કહેલ છે, તેમા સામાન્ય કેવલજ્ઞાનીઓનો પરમાવધિવાળા, લબ્ધિધારી ૧૪ પૂર્વધર, કે બીજા અંતર્જ્ઞાની મુનિવરોનો તેમ મહાન શ્રુતધરોનો પણ સમાવેશ થાય છે. સામાન્ય કેવળી મુનિઓ પણ પાંચ પરમેષ્ઠિઓમાં તો છે જ, એટલે અહી વંદન થાય, તે યોગ્ય જ ગણાય.*

★ *મન, વચન ને કાયાથી આખી દુનિયા ક્ષણેક્ષણે દંડાય છે માત્ર ભાવસાધુઓ જ તેનાથી દંડાતા નથી.*

*પંદર ક્ષેત્રોના મુનિવરોને વંદન કર્યું, તેમા કેવલજ્ઞાનીઓ પણ આવી જાય છે, મહાન શ્રુતધર ૧૪ પૂર્વીઓ પણ આવી જાય છે, તેમજ બીજા સંયમી મુનિવરો પણ આવે છે. તદુપરાંત પૂજ્ય સાધ્વીજી મહારાજોનો પણ તે વંદનામા સમાવેશ થાય છે. વાંદે તે વંદાવને.*

★ *દેવતત્ત્વને જેમ તારક માનવામાં આવ્યું છે, તેમ ગુરૂતત્ત્વને પણ એટલું જ તારક માનવામાં આવ્યું છે. દેવની અને ધર્મની ગુરૂ જ ઓળખાણ કરાવે છે, માટે એ તત્ત્વત્રયીમાં ગુરૂતત્ત્વને ભૂલી ન જવાય એ હેતુથી જિનાલયમાં આ સાધુવંદન સૂત્ર ઉચ્ચારવાનું વિધાન હોવું ઘટે.*

★ *જેમ રેલ્વેમાં ત્રણ વસ્તુઓ જોડાએલી હોય છે. એંજિન, ડબ્બાઓ ને ગાર્ડ. તેમ શાસનમા દેવ, ગુરૂ ને ધર્મ એ તત્ત્વત્રયી પરસ્પર સંકળાએલી છે.*

★ *પાંચે પરમેષ્ઠિઓમાં સાધુપણાનો સામ્યભાવ છે. તે યાદ કરવા દેવની સાથે ગુરૂપદને પણ યાદ કરવું ઉચિત ધારી જિનચૈત્યોમાં આ સૂત્ર બોલવાનું વિધાન જરૂરી લેખાય છે.*

## સરળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧-જાવંત કે વિ સાહૂ સૂત્ર શા માટે રચાયું? ત્રણ દંડ કયા ને કોના?

ઉત્તર —પંદર કર્મભૂમિના એટલે અઢીદ્વીપના આર્યક્ષેત્રોમાં વિચરતા સર્વે સાધુમહારાજોને વંદના કરવા માટે આ સૂત્ર છે. મન, વચન ને કાયાના અશુભ વ્યાપારરૂપી ત્રણ દંડથી વિરામ પામેલા ગુણવાનોને આ સૂત્રમાં નમસ્કાર કરવામાં આવેલ છે તિવિહેણ શબ્દ વંદન કરનાર માટે છે, અને ત્રિદંડવિરત શબ્દ મુનિવરો માટે છે.

પ્રશ્ન ૨-ત્રણ દંડનો વિરામ એટલે શું?

ઉત્તર —"મનથી ઘણું બૂરું ચિંતવાય છે, ને તેથી પાપ લાગે છે," તેવું મોટે ભાગે લોકો સમજતા નથી. વચનથી પણ ઘણાં વેરઝેર-પાપો બંધાય છે કાયાથી પાપ થાય તે રોકાતાં નથી. એટલે અહીં બતાવ્યું છે કે-મુનિવરો ઉપરના ત્રણે પાપદંડોથી અલિપ્ત રહીને પવિત્ર જિંદગી

જીવી રહ્યા હોય છે. તેથી જ ત્રણ દંડ વિનાનું જીવન જીવવામાં અતિશય મહત્ત્વ સમાએલું છે. ત્રણ દંડથી દંડાતા જીવોએ પોતાના જીવનને ત્રણ દંડ વિનાના જીવોની સાથે સરખાવી જોવાનું અહીં ગર્ભિત સૂચન છે. પવિત્ર કોણ અને અપવિત્ર કોણ એવું જોવાનું આ સૂત્રથી મન થાય છે.

卐 卐 卐

# (૧૬) શ્રી પંચ પરમેષ્ઠિ નમસ્કાર સૂત્ર.

## અન્વયાર્થ

નમો-હું નમસ્કાર કરું છું. અર્હંત-અરિહંત. સિદ્ધ-સિદ્ધ. આચાર્ય-આચાર્ય. ઉપાધ્યાય-ઉપાધ્યાય. સર્વસાધુભ્યઃ-સર્વ સાધુ-મહાત્માઓને

## સૂત્રાર્થ

**નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્યઃ**— અરિહંત ભગવંતો, સિદ્ધ ભગવંતો, આચાર્ય મહારાજો, ઉપાધ્યાયજી મહારાજો અને સર્વ સાધુ મહારાજને (એ પાંચ પરમેષ્ઠિઓને) હું નમસ્કાર કરું છું.

## ભાવાર્થ

નવકાર મહામંત્રનું સંસ્કૃત ભાષામાં આ મંત્ર સંક્ષેપરૂપ છે. ૧૪ પૂર્વોનો સાર નવકાર છે, ને તે મંત્ર આ નાના સૂત્રમાં લઘુ સ્વરૂપમાં સંક્ષેપથી આવી જાય છે.

## પરિમલ

*નવકાર મહામંત્ર સર્વ માંગલિકોનું મૂળ છે. શ્રી જૈનશાસનનો સાર છે, ૧૧ અંગ અને ૧૪ પૂર્વોનું નેમા રહસ્ય છે. સદૈવ શાશ્વત એવો*

એ મહામંત્ર છે સર્વ મંત્રોમાં એ શ્રેષ્ઠ છે સર્વે મનોરથોને તે પૂર્ણ કરે છે તેનો ચમત્કાર અજબ છે એ મંત્રને સંક્ષિપ્તપણે સંસ્કૃત ભાષામાં શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિજી મહારાજે પૂર્વોમાથી ઉધ્ધૃત કરી આ સૂત્ર બનાવેલ છે

★ નવકારનું "નમોઽર્હત્" એક સંક્ષિપ્ત સૂત્ર છે તેનો પણ સંક્ષેપ "અસિઆઉસા" છે તેનોય સંક્ષેપ ૐકારમાં છે, માટે ૐકાર મંત્રબીજ અને ધ્યેયરૂપ છે

★ દુનિયામાં આ પાંચ પરમેષ્ઠિઓ જ સાર છે એ જૈન શાસનનું મૂળ છે વિરતિનું એ ઘર છે એમ આ સૂત્ર સ્પષ્ટ જણાવે છે

★ મુક્તિના જ સાધક એવા આ પાંચ પરમેષ્ઠિઓ સિવાય દુનિયા ભરમાં કોઇ આપણને નમસ્કાર કરવા યોગ્ય નથી, એમ આ સંક્ષેપ સૂત્ર બોધ આપે છે તે સિવાય દુનિયામાં બધુ ખોટુ છે, એટલે કે મુક્તિની સાધના વિના બીજી કોઇ પણ જાતની પ્રવૃત્તિઓ સંસાર વધારનાર છે એમ આ સૂત્રમાથી આડકતરી રીતે શિખવા મળે છે

## સરળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧–નમોઽર્હત્ સૂત્ર કોનુ રચેલુ છે? તે વિષે શુ જાણો છો?

ઉત્તર—નવકાર મહામંત્રનો સંસ્કૃત ભાષામાં સંક્ષેપ કરી આ સૂત્રમાં પાંચ પરમેષ્ઠિઓને નમસ્કાર કરેલ છે. તેના રચનાર (દૃષ્ટિવાદમાથી ઉદ્ધરીને રચુ કરનાર) સમ્રાટ્ વિક્રમના પ્રતિબોધક શ્રી સિદ્ધસેન દિવાકરસૂરીશ્વરજી મહારાજ છે

પ્રશ્ન ૨–સ્ત્રીઓને નમોઽર્હત્ બોલવાની કેમ મનાઈ છે?

ઉત્તર—તે સૂત્ર દૃષ્ટિવાદમાંથી ઉધ્ધૃત કરેલ હોઈ તેની મનાઈ છે એવો નિયમ છે, કે દૃષ્ટિવાદના સૂત્રો સ્ત્રી જાતિ ભણી શકે નહીં, તેથી સ્ત્રીઓને તે બોલવાની મનાઈ છે.

# (૧૭) શ્રી ઉવસગ્ગહરં સ્તોત્ર.

## અન્વયાર્થ

ઉવસગ્ગ–જેમના શાસનના વિષે (ભક્તોના) ઉપસર્ગો, મ કષ્ટો કે ઉપદ્રવોનો હર–નાશ કરનાર. પાસ–પાર્શ્વ નામનો યક્ષ, પ્રભુનો સેવક છે એવા (કે જે દેવ શ્રી પાર્શ્વનાથ ભગવાનનો ભક્ત છે) પાસ–શ્રી પાર્શ્વનાથ ભગવાનને વંદામિ–વાદુ છુ. કમ્મઘણ–આઠ કર્મોના સમૂહથી મુક્ક–(જે પ્રભુ) મૂકાએલા છે વિસહર–વિષને ધારણ કરનાર સાપના વિસ–ઝેરનો (ભાવથી મિથ્યાત્વરૂપી ઝેરનો પણ) નિન્નાસ–જેમના પ્રભાવથી નાશ થાય છે મંગલ–અને મગળ (તથા) કલ્લાણ–સુખની વૃદ્ધિ કરનાર કલ્યાણનુ જે આવાસં–ઘર છે [૧] વિસહરફુલિંગમંત–વિષધર સ્ફુલિંગ નામના મંત્રને કંઠે–કંઠને વિષે–હૃદયમા ધારેઈ–ધારણ કરે, એટલે પળે પળે સ્મરણ કરે. જો–જે સયા–સદા, હમેશને માટે મણુઓ–મનુષ્ય તસ્સ–તે મનુષ્યના ગહ–ગ્રહો મગળ, શનિ જેવા નડતા હોય તે તથા રોગ રોગ મારી–મરકી દુટ્ઠ–દુષ્ટ જરા–જ્વર–તાવ જતિ–પામે છે ઉવસામ–ઉપશાંત (નાશ) ચિટ્ઠઉ–હો દૂરે–દૂર મંતો–એ મંત્રનો પ્રભાવ તો તુજ્ઝ–(પરંતુ) તમને પણામો–ભાવપૂર્વકનો કરેલ પ્રણામ માત્ર વિ–પણ બહુફલો–ઘણા ઘણા ઉત્તમ ફળ આપનારો હોઇ–થાય છે નર–(પછી ભલે તે પ્રણામ કરનાર) મનુષ્ય હોય કે તિરિએસુ–તિર્યંચગતિમા પણ હોય (મનુષ્ય કે તિર્યંચમા ગયા હોય તો પણ) જીવા–જીવો પાવંતિ–[illegible] ના ન નથી દુક્ખ–દુ:ખ દોગચ્ચ–દુર્ગતિ કે [illegible]

[illegible] નાના સુખોને પામે છે) [૩] તુહ–તમારા [illegible] મહામન સમ્યક્ત્વ [illegible]લને લદ્ધે–પામીને (અને જે શુદ્ધ સાર છે, [illegible] ધર્મની શ્રદ્ધારૂપી સમકિત) ચિંતામણિ–ચિંતામણિ [illegible]–અથવા કપ્પ (પાદપ) વૃક્ષથી પણ અબ્ભહિએ–

અભ્યધિક, અધિક કિંમતવાળું છે. (તે મળવા બાદ) પાવંતિ–પામે છે. અવિગ્ઘેણં–વિઘ્નરહિતપણે એટલે શીઘ્ર. (વિઘ્ન આવે તો ઢીલ થાય) જીવા–ભક્તિવાન જીવો. અયરામરં–અજર–અમર એટલે જ્યાં (જન્મ) જરા અને મરણ નથી તેવા મોક્ષના સર્વ–શ્રેષ્ઠ. ઠાણં–સ્થાનને. [૪] ઇઅ–એ પ્રમાણે. સંથુઓ–મેં સ્તવના કરી. મહાયસ!–ત્રણેય ભુવનમાં ફેલાયો છે વિસ્તૃત યશ જેનો એવા હે યશસ્વી પ્રભુ! ભત્તિ–ભક્તિના. બ્ભર–સમૂહે કરી. નિબ્ભરેણ–સંપૂર્ણ ભરેલા. હિયએણ–હૃદય, હૈયાવડે. તા–તે કારણથી. દેવ!–હે દેવ! દિજ્જ–મને આપો. બોહિં–(સમકિત રત્ન) બોધિને. ભવેભવે–આ ભવ ને પરભવને વિષે. પાસ–હે! પાર્શ્વનાથ ભગવાન! જિણચંદ–સામાન્ય કેવળીઓરૂપી તારાઓમાં ચંદ્રની જેમ શોભતા એવા. [૫]

## સૂત્રાર્થ

ઉવસગ્ગહરં પાસં–જેમના શાસનમાં ભક્તજનો પર આવતા અનેક સંકટોને હરનાર પાર્શ્વ નામનો યક્ષ પ્રભુનો સેવક છે. (એટલે તે યક્ષ પાર્શ્વનાથ પ્રભુનો અને તે ભગવાનના ભક્તોનો પણ ભક્ત છે.)

પાસં વંદામિ કમ્મઘણમુક્કં–તે સમગ્ર કર્મોથી મુક્ત થએલા એવા શ્રી પાર્શ્વનાથ ભગવાનને હું વાંદું છુ.

વિસહરવિસનિન્નાસં–સર્પના ઝેરનો તથા મિથ્યાત્વરૂપી ઝેરનો દેશનામૃતથી જે નાશ કરે છે, તથા

મંગલકલ્લાણ આવાસં–મંગલ અને કલ્યાણના ધામરૂપ જે ભગવાન છે. (૧)

વિસહરફુલિંગમંતં–"વિષધરસ્ફુલિંગ" નામનો મંત્ર જે શ્રી પાર્શ્વનાથ પ્રભુના નામગર્ભિત ચમત્કારવાળો છે, તે મંત્રને.

**कंठे धारेइ जो सया मणुओ**–જે પુરુષ અથવા સ્ત્રી હૃદયમાં સદા ધારણ કરે છે, એટલે જે તેનું નિત્ય સ્મરણ કરતા હોય છે. (અને જો)

**तस्स गहरोगमारी**–તેને કોઈ રાહુ, મંગલ કે શનિ જેવા ક્રૂર ગ્રહ નડતા હોય, કે તે દ્વારા તેને નુકશાન થતું હોય, કે બીજા કોઈ રોગ અથવા મરકી થએલ હોય, તો.

**दुट्ठ जरा जंति उवसामं**–અથવા દુષ્ટ પ્રકારના જ્વરો (અવધિનો, એકાંતરિયો જેવા) પણ એ મંત્રના સ્મરણથી શમી જાય છે. (२)

**चिट्ठउ दूरे मंतो**–એ મંત્રના પ્રભાવની વાત તો બાજુ પર રહો! એ તો અજબ છે જ. (કારણ કે મંત્રો અને ઓષધિઓનો ચમત્કાર અગમ્ય હોય છે) એટલે તે મંત્રચમત્કારો તો દૂર રહો. (અથવા મંત્રોના આરાધનાથી પ્રભાવ તો ફેલાય જ પણ વગર મુશ્કેલીએ, વગર આરાધને, માત્ર નામસ્મરણ કે પ્રણામ પણ જો કરે તો.)

**तुज्झ पणामो वि बहुफलो होइ**– પરંતુ હે અશરણના શરણ! અનાથના નાથ! ને અનંત પ્રભાવવાળા હે પ્રભુ! તમને ભાવસહિત એક પ્રણામ કરીએ તે પણ ઘણાં ઘણાં ફળ આપનાર બને છે. (બહુફલ એટલે સૌભાગ્ય, આરોગ્ય, ધન, ધાન્ય, સ્ત્રી, પુત્ર, વૈભવ, ચક્રવર્તિ અને ઇંદ્રાદિકની ઋદ્ધિ વિગેરેની પણ પ્રાપ્તિ.)

**नरतिरिएसु वि जीवा**–મનુષ્યમાં અને તિર્યંચગતિમાં રહેલા જીવો.

**पावंति न दुक्ख दोगच्च**–દુઃખ અને દારિદ્ર (દુર્દશા) ને પામતાં નથી. (એ ભાવપૂર્વકના પ્રણામના પ્રતાપે જીવો ગમે

ત્યાં માનવ કે તિર્યંચગતિમાં ગયા હોય, ત્યાં પણ મળી શકે તેવાં ઘણાં સુખનો અનુભવ કરનારા બને છે.) (૩)

**તુહ સમ્મત્તે લદ્ધે**-દેવ, ગુરુ અને ધર્મમાં અચળ શ્રદ્ધારૂપ તમારું સમ્યગ્દર્શન (સમકિત) પામ્યા પછી.

**ચિંતામણિ કપ્પપાયવબ્ભહિએ**-(તે સમ્યક્ત્વદર્શન કેવું છે, તે કહે છે.) મનોવાંછિત પૂરણ કરનાર ચિંતામણિરત્ન કે કલ્પવૃક્ષ (અથવા કલ્પવેલ) થી પણ અભ્યધિક એવી મુક્તિ સુધીની કામનાઓ પૂરણ કરે (તેવું સમકિત મેળવીને).

**પાવંતિ અવિગ્ઘેણં**-(ઇષ્ટ મોક્ષની પ્રાપ્તિમાં) કોઇ પણ અંતરાય, મુશ્કેલી ને વિઘ્ન આવ્યા વગર પામે છે.

**જીવા અયરામરં ઠાણં**-ભવિજીવો જ્યાં જરા અને મરણ નથી તેવા અજરામર મોક્ષસ્થાનને પામે છે. (૪)

**ઇઅ સંથુઓ મહાયસ!**-હે મહાન યશસ્વી પાર્શ્વપ્રભુ! એ પ્રકારે મેં સ્તુતિ-સ્તવના કરી.

**ભત્તિબ્ભરનિબ્ભરેણ હિયએણ**-ભકિતના અતિશયથી પૂર્ણ એવા હૈયાથી (અત્યંત ભાવભકિતથી)

**તા દેવ! દિજ્જ બોહિં**-તે કારણથી હે દેવાધિદેવ! મને સમકિત આપો. (સમકિતથી મોક્ષ મળે છે, તે માટે હું સમકિતની જ અહીં માગણી કરું છું.)

**ભવે ભવે પાસ જિણચંદ!**-સામાન્ય કેવલીઓમાં ચંદ્રમા સમાન હે પાર્શ્વપ્રભુ! ભવોભવને વિષે (શ્રેય કરનાર અને વિઘ્ન હરનારા એવા હે ધરણેંદ્ર પદ્માવતિપૂજિત, પરમ કારુણિક, શ્રી પાર્શ્વનાથ ભગવાન! આ જન્મમાં અને જન્મો-જન્મમાં આ ભકિતના પ્રભાવથી મને સમકિત આપો.) (૫)

## ભાવાર્થ

આ સૂત્રમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનનો પ્રભાવ વર્ણવ્યો છે. સંકટમાં આ સ્તોત્ર ૨૧ વખત ભણવાથી ઘણોજ લાભ થાય છે મહામંત્રગર્ભિત આ સ્તોત્ર છે કહેવાય છે, કે આ સૂત્રમા પહેલા સાત ગાથાઓ હતી, પણ તેના રચયિતા ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામીજી મહારાજે પોતે જ કેટલાક કારણોસર પાછળથી બે ગાથાઓને સંહરી લીધી છે. સમકિતની પ્રાપ્તિ ઉપર આ સૂત્રમાં ઘણોજ ભાર મુકવામા આવ્યો છે

## પરિમલ

★ *જીવોને દુઃખ, દરિદ્રતા, સંકટ કે આપત્તિઓ ઇષ્ટ નથી, છતા કોઈને કોઈ આવે છે, એટલે તેને દૂર કરવા પાર્શ્વપ્રભુને પ્રણામ અને મંત્રનું સ્મરણ ઘર પગે કરવાનુ આ સૂત્રમા ગર્ભિત વિધાન છે*

★ *"સમકિત મળે" એનો અર્થ એ કે–મુક્તિ તરફના પ્રયાણની દિશા નક્કી થઈ ધીમેધીમે સુયોગો મળતા જાય, ને તે આત્મા પોતાની મહામહેનતે મેળવેલા સમકિતને નિર્મળ રાખવા સારા સંયોગો માટે શોધ કરતો રહે, એટલે ધીમે પણ સ્થિર ચિત્તે પ્રયાણ કરતાં કરતા મુક્તિની નિકટ જતો જાય યાવત્ મુક્તિને પણ પામે એ ભાવાર્થ બતાવવા ચોથી ગાથામાં સમકિતથી મુક્તિનો "કાર્યકારણભાવ" બતાવવામા આવેલ છે સમકિત કારણ છે, ને મુક્તિ કાર્ય છે.*

★ *શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની પ્રતિમાજીઓ જ્યા જ્યા હોય છે, ત્યા ત્યા ચમત્કાર ઘણો સભળાય છે, તેનુ કારણ એ છે કે ૨૩ તીર્થંકર ભગવંતોની મૂળ શાસનદેવીઓ ચ્યવી ગઈ છે, અને આ શ્રી પાર્શ્વનાથ પ્રભુની મૂળ શાસન અધિષ્ઠાયિકા દેવી અત્યારે પોતાના સ્થાને વિદ્યમાન છે, તેથી પ્રભુનો ઉપકાર માનીને તે પ્રભુના સેવકોને પ્રભાવ દેખાડે છે, તથા એ પ્રભુજીના ઘણા શિષ્યો, જે*

ભગવાન ઉપર અમાપ શ્રદ્ધા અને અમિત પૂજ્યભાવ રાખતા હતા, તેમાંથી જે જે દેવગતિમાં ગયા ને દેવ થયા છે, તે દેવતાઓ પણ પાર્શ્વપ્રભુના ભક્તવર્ગને આંતરિક ઘણી જ સહાય કર્યા કરે છે, એટલે કે કષ્ટોમાંથી બચાવ્યા કરે, કામિત પૂર્ણ કરે, અને ધર્મ કરવાની અનુકૂળતા કરી આપે છે. એટલે જ કેટલાકો નવકારની જેમ "ઉવસગ્ગહરં"ની પણ માળા ગણે છે.

★ સમકિતની પ્રાપ્તિ, ને તે મળ્યા-પછી તેને નિર્મળ રાખવા ઉપર આ સૂત્રમાં ઘણો જ ભાર મૂકાયો છે. આથી કોઈને સમકિત પમાડવું તેમા બહુ જ પુણ્યનો લાભ થાય છે, એમ પણ અહીં સ્પષ્ટ તરી આવે છે.

★ મૂર્તિના દર્શનથી સમકિત પમાય છે, માટે ઘણાં ભક્તો દૂરદૂર જાત્રાઓ કરવા જાય છે, પ્રતિમાજીઓ ભરાવે છે, ને પ્રતિષ્ઠાઓ કરાવે છે.

★ સમકિત આવે ત્યારે શ્રી વીતરાગ પ્રભુ પર ભક્તિભાવ જાગે છે, ને તે ભક્તિથી મુક્તિ મળે છે.

★ આટલાં બધાં ચમત્કારવાળા શ્રી પાર્શ્વપ્રભુના તીર્થો મોજુદ છે, છતાં મૂર્તિને નહીં માનનારો વર્ગ આ પૃથ્વી પર અસ્તિત્વ ધરાવે છે, તે એક મહા આશ્ચર્યની વાત છે.

★ મંત્રબળ પણ આધ્યાત્મિક બળનું એક પ્રરકતત્ત્વ છે, એમ આ સૂત્રથી પુરવાર થાય છે.

## સરળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧—"ઉવસગ્ગહરં" શબ્દનો ગુજરાતી અર્થ શો?

ઉત્તર —ઉવસગ્ગહરં એટલે ઉપસર્ગ-વિઘ્નોને, હર એટલે હરનાર-દૂર કરનાર, કોઈ પણ વિઘ્નનો નાશ કરનાર.

પ્રશ્ન ૨—ઉવસગ્ગહરં સ્તોત્ર કયા સંજોગોમાં રચાયુ ? તેના રચનાર કોણ હતા?

ઉત્તર —ઉજ્જયિણી નગરીમાં શ્રી ભદ્રબાહુસ્વામીજીનો ભાઈ વરાહમિહિર નામનો એક વિદ્વાન બ્રાહ્મણ હતો. તે મરીને

વ્યંતર થયો તેણે દ્વેષભાવથી શ્રી જૈન સંઘમાં મરકી વિગેરે ઉપદ્રવો ફેલાવ્યા ત્યારે શ્રી સંઘની વિનંતિથી ઉપદ્રવ નિવારણાર્થે ૧૪ પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામી મહારાજે આ સ્તોત્ર રચ્યું, ને તેનાથી મંત્રેલું જળ છાંટવાથી રોગનું નિવારણ થયું, અને સર્વત્ર શાંતિ થઈ

## (૧૮) શ્રી જય વીયરાય (પ્રાર્થના) સૂત્ર.

### અન્વયાર્થ

જય જય પામો વીયરાય!–હે વીતરાગ! જગગુરુ–હે ત્રણ ભુવનને માર્ગદર્શન આપનાર વિશ્વના ગુરુદેવ હોઉ–હો, મળો, આપો મમ–મને તુહ–તમારા પભાવઓ–પ્રભાવથી ભયવં!– હે ભગવાન! ભવનિવ્વેઓ–અસાર એવા સંસાર પરથી નિર્વેદ એટલે વૈરાગ્ય, ઉદાસીનભાવ અથવા કંટાળો મગ્ગાણુસારિયા– માર્ગાનુસારીપણું ઇટ્ઠફલ–મોક્ષના વાંછિત ફળની સિદ્ધિ–પ્રાપ્તિ (૧) લોગવિરુદ્ધચ્ચાઓ–લોકમાં પણ જે જે નિંદ્ય કૃત્યો ગણાતા હોય તેવા કામોનો ત્યાગ ગુરુજણપૂઆ ગુરુ મહારાજોની તથા માબાપ તેમજ વડિલ જનોની (વિનયાદિ પાળી બહુમાન સાચવવું તે) પૂજા પરત્થકરણં ચ–અને સ્વાર્થ મૂકી પરાર્થ, એટલે પરોપકાર કરવાનો મહાન ગુણ સુહગુરુજોગો–ઉપકારી, ચારિત્ર દાતા ને ઉપદેશ ગુરુમહારાજોનો સુયોગ તવ્વયણ–તેમના વચનને (ગુરુમહારાજ પણ ભગવાનની આજ્ઞાથી વિરુદ્ધ કહે નહીં, માટે ગુરુવચન પણ માન્ય ગણાય) સેવણા–સંપૂર્ણપણે પાલન કરવાની તત્પરતા આભવ–જીવું ત્યાં સુધી, આખી જિંદગી અખંડા–અખંડ રીતે (આજ્ઞાનો થોડો પણ વિરોધ કે ભંગ કર્યા વિના) (૨) વારિજ્જઇ નિષેધ કરવામાં આવ્યો છે જઇ વિ–જો કે નિયાણબંધણું–નિયાણું (તપ, પૂજા કે બીજી કોઇ ધર્મ-ક્રિયાના બદલામાં સાંસારિક ફળની માગણી થતી હોય તેવી ઇચ્છા

કરવી તેને નિયાણું કહે છે) તુહ-તમારા. સમયે-સિદ્ધાંતમાં, આગમગ્રંથોમાં. તહ વિ-તો પણ. મમ-મને. હુજ્જ-મળજો, હોજો. સેવા-આજ્ઞાપાલન, પૂજા, ભક્તિ. ભવે ભવે-આ ભવ, પરભવ કે ભવોભવને વિષે. તુમ્હ-તમારા. ચલણાણં-ચરણોની (સેવા.) (૩) દુક્ખક્ખઓ-(મને દુઃખ ગમતું નથી માટે) દુઃખોનો અંત અથવા ક્ષય. કમ્મક્ખઓ જે કર્મો ચાર ગતિમાં રખડાવે છે; તે કર્મોનો સર્વથા નાશ. સમાહિમરણ-અને મરણ વખતે સમાધિ (જેથી દુર્ગતિનાં દુઃખો સહવાં ન પડે.) બોહિલાભો-સમકિતની પ્રાપ્તિ. અ-અને સંપજ્જઉ-પ્રાપ્ત થાઓ. મહ-મને. એઅં-આ. તુહ-તમને. નાહ-હે નાથ! પણામકરણેણં-આ ભાવપૂર્વકના પ્રણામ કરવાથી. (૪) સર્વમંગલ-સર્વે મંગલોમાં. માંગલ્ય-જે શ્રેષ્ઠ છે. સર્વ કલ્યાણ-સર્વ કલ્યાણોનું. કારણં-મૂળ કારણ છે. પ્રધાનં-પ્રધાન શ્રેષ્ઠ છે. સર્વધર્માણાં-સર્વધર્મોમાં. જૈનં-શ્રી જિનેશ્વર (તીર્થંકર) પ્રભુનું. જયતિ-જયવંતુ વર્તે છે. શાસનં-સાધુ, સાધ્વી, શ્રાવક ને શ્રાવિકારૂપી શ્રી ચતુર્વિધ સંઘરૂપી શાસન. (દેવ, ગુરુ ને ધર્મની પ્રચલિત આરાધનાને જૈન શાસન કહેવાય છે) (૫)

## સૂત્રાર્થ

**જયવીયરાય! જગગુરુ!**-હે વીતરાગ! વિશ્વમાત્ર પર એક જ હિતબુદ્ધિ રાખી, ઉપદેશ દઈને તારનારા હે ત્રણ લોકના ગુરુ! તમારો જય હો.

**હોઉ મમં તુહ પભાવઓ ભયવં!**-હે ભગવાન! સાચી ભક્તિથી જે આ તમારી હું પ્રાર્થના કરું છું, તેના ફળ-રૂપે તમારા અચિંત્ય પ્રભાવથી મને નીચે જણાવેલા ગુણો શીઘ્ર પ્રાપ્ત થાઓ.

**ભવનિવ્વેઓ**-(૧) ભયંકર એવા જન્મ મરણનાં દુઃખોથી ભરેલા આ અસાર સંસાર ઉપરથી વૈરાગ્ય (અનુગમો.)

**મગ્ગાણુસારિયા ઇટ્ઠફલસિદ્ધિ**–(૨) મોક્ષે જવાની લાયકાત કેળવવાના ગુણોવાળું માર્ગાનુસારીપણું. (માર્ગાનુસારીપણાના ૩૫ ગુણો હોય છે) (૩) મોક્ષે જવાની મારી જે તીવ્ર મનોકામના ઇષ્ટ છે, તે ફળની સિદ્ધિ. [૧]

**લોગવિરુદ્ધચ્ચાઓ**–(૪) જે જે કાર્યો લોકમાં નિંદ્ય ને નિષિદ્ધ હોય તેવા લોકવિરુદ્ધ કૃત્યોનો ત્યાગ. (ઇતર લોકમાં પણ જે કાર્યો નિંદાપાત્ર હોય તેનો ત્યાગ)

**ગુરુજણપૂઆ પરત્થકરણં ચ** (૫) પૂજનીય જનો–માતા–પિતા વિદ્યાગુરુ વિગેરેની પૂજા, ભક્તિ, આદરભાવ, વિનય, બહુમાન વિગેરે અને (૬) પોતાના સ્વાર્થનો પણ ત્યાગ કરીને બીજા કોઇનો પણ પરોપકાર કરવાનો ગુણ. (પોતે દુઃખ વેઠીને પણ કોઈ દુઃખીની મદદે જવું તે.)

**સુહગુરુજોગો તવ્વયણસેવણા**–(૭) મહાવ્રતધારી, નિઃસ્પૃહી ને નિઃસ્વાર્થી એવા પવિત્ર ઉપકારી ગુરુમહારાજેનો સુયોગ (૮) તથા જિનાજ્ઞાથી જે વિરુદ્ધ ઉપદેશ આપે નહીં તેવા પરમ પવિત્ર નિઃસ્પૃહ ગુરુઓનાં વચનનું પાલન કરવાની ભાવના, એટલી વસ્તુઓ મને મળો.

**આભવમખંડા**–આખી જિંદગી પર્યંત અખંડિતપણે : (એક નાની પણ આજ્ઞાનું ઉલ્લંઘન કર્યા વગર) સેવા કરું. [૨]

**વારિજ્જઇ જઇ વિ નિયાણબંધણં**–જો કે નિદાન એટલે નિયાણું બાંધવાનો નિષેધ કરવામાં આવ્યો છે.

**વીહરાય! તુહ સમયે** હે વીતરાગ દેવ! તમારા જ આગમ ગ્રંથોમાં અને સિદ્ધાંતોમાં:

**તવિ મમ હુજ્જ સેવા**–(૯) તે છતાં હું એટલી તો માગણી આજે જરૂર કરું છું (તેને કદાચ નિયાણું કહેવાતું હોય

તો પણ આટલું માગ્યા વિના રહી શકતો નથી) કે મને સેવા મળજો.

**ભવે ભવે તુમ્હ ચલણાણં**-જન્મો જન્મને વિષે તમારા જેવા વીતરાગ દેવાધિદેવોના ચરણોની સેવા મળજો. [૩]

**દુક્ખક્ખઓ કમ્મક્ખઓ**-(૧૦) દુઃખોનો ક્ષય થાઓ, તથા (૧૧) કર્મોનો સર્વથા નાશ થાઓ.

**સમાહિમરણં ચ બોહિલાભો અ**-(૧૨) મરણ વખતે નશ્વર વસ્તુઓ પર મોહ મમત્વ ન રહે ને સમતા રહે તેવી સમાધિ જેને પંડિત મરણ કહે છે, અને વળી (૧૩) સમ્યક્ત્વનો લાભ ( સમકિત મળે અથવા તે નિર્મળ રહે તેવા સંયોગો પણ મળો. )

**સંપજ્જઉ મહ એઅં**-ઉપર જણાવ્યા તેવા ગુણો મને આપના પ્રભાવથી પ્રાપ્ત થાઓ.

**તુહ નાહ ! પણામકરણેણં**-હે નાથ ! તમને આ ભાવપૂર્વક જે પ્રણામ કરીને પ્રાર્થના કરી રહ્યો છું, તેના ફળ અથવા પરિણામ રૂપે [૪]

**સર્વ મંગલમાંગલ્યં**-સર્વ મંગલોમાં જે જિનશાસન શ્રેષ્ઠ મંગલ છે.

**સર્વકલ્યાણકારણં**-દુનિયામાં કલ્યાણવાળી સુખ આપનારી જે જે ચીજો છે, તે સર્વે કલ્યાણ સાધક ચીજોનું શ્રી જિન-શાસન મહાન, મુખ્ય ને પ્રથમ કારણ છે.

**પ્રધાનં સર્વધર્માણાં**-સર્વે ધર્મોમાં જે અહિંસા, સંયમ ને તપ સ્વરૂપ જિનધર્મ પ્રધાન અને મુખ્ય છે

**જૈનં જયતિ શાસનં**-તે શ્રી જિનેશ્વર ભગવંતનું સ્થાપેલું આગમ, ચૈત્ય ને શ્રી શ્રમણ પ્રધાન સંઘરૂપી શાસન વિજય-વંત પ્રવર્તી રહ્યુ છે. [૫]

## ભાવાર્થ

આ પ્રાર્થના સૂત્રમાં દેવાધિદેવ વીતરાગ ભગવાનની પાસે અનેક પ્રકારની માગણીઓ કરવાની હોય તે જણાવેલ છે. તેમાં પ્રભુમૂર્તિને જે નમસ્કાર કરીએ છીએ, તેનું ફળ શું મળવું જોઈએ, તે આ સૂત્રમાં બતાવવામાં આવ્યું છે, ચૈત્યવંદન અને સ્તવન કર્યા બાદ, હાથ ઊંચા કરી, લલાટ આગળ બે હાથ જોડી, આ સૂત્ર બોલવાની વિધિ છે ચૈત્યવંદનમાં જિનસ્તુતિ થાય છે સ્તવનમા દેવાધિદેવ શ્રી જિનેશ્વર ભગવંતના આદર્શ ગુણો ગવાય છે અને જય વીયરાય સૂત્રમાં ભક્તિના પરિણામે માગણીઓ કરાય છે. આ સૂત્રનુ બીજુ નામ "પ્રણિધાન" સૂત્ર પણ છે.

## પરિમલ

★ *અન્ન, વસ્ત્ર, મકાન, ઔષધ, લૌકિક કેળવણી, કે ધન આપી કોઈને મદદ કરવી એ દ્રવ્ય ઉપકાર છે, ત્યારે મોક્ષ માર્ગની સાચી પ્રરૂપણાનો ઉપદેશ આપવો એ ભાવ ઉપકાર છે. દ્રવ્ય કરતા ભાવ અનંત ગુણ લાભ આપનાર બને છે.*

★ *રાગી માણસ રાગી પાસે શુ શુ માગે છે, તે તો દુનિયામા ઘણુ જોવા, જાણવા ને સાભળવામા રોજ આવે જ છે, પણ વીતરાગી પાસે શુ શુ મગાય તે આ જય વીયરાય સૂત્રમાથી જાણવા મળે છે.*

★ *શાસન એટલે આત્માની ઉન્નતિ માટે સ્થપાએલ એક મહાન સરકાર કે સામ્રાજ્ય જ સમજો બીજાં રાજ્યો ટૂંક સમય ટકે ત્યારે આત્મશાસન અનાદિ અનંત છે એક ભગવાન મહાવીર દેવનુ જ શાસન ૨૧૦૦૦ વર્ષ રહેનાર છે*

*વીતરાગ કોણ? કેવા? વીતરાગ શું આપે? તેની પાસે શુ શુ મગાય? મોક્ષ શુ છે? વીતરાગ અવસ્થા શુ ચીજ છે? તે દરેકનો ખ્યાલ મેળવવાની આપણને આ સૂત્રથી તક મળે છે*

★ *દેવગુરુની સેવા, માતાપિતાદિ પ્રત્યે બહુમાન, પરોપકાર કરવાની બુદ્ધિ, તારક ઉત્તમ ગુરુઓનો યોગ, જિન વચન અને ગુરુવચનનું પાલન કરવાની ભાવના, વિગેરે વિગેરે ગુણોની પ્રાપ્તિ ભક્તોમાં જે પ્રગટ થાય છે, તે અતિશય સંપન્ન તીર્થંકરોની ભક્તિના પ્રભાવથી જ થાય છે, તે આ સૂત્રથી સ્પષ્ટ સમજાય છે.*

★ *પાપનો એકરાર, સાચો પશ્ચાત્તાપ, સર્વ જીવોની સાથે ક્ષમાપના, પોતાનાં અને પારકાના સુકૃત્યોનું અનુમોદન, અરિહંત, સિદ્ધ, સાધુ, અને ધર્મ એ ચારનાં શરણ સ્વીકારવા, પચ્ચક્ખાણમાં રહેવું, આટલી ભાવનાઓ હોય તો તેને સમાધિ કહેવાય છે. તે સદ્ગતિએ લઈ જનાર છે. માટે તે માગવું ઉચિત છે.*

★ *તુચ્છ માણસ તુચ્છ માગણી કરે, ને તે પણ નાના માણસ પાસે, પરંતુ મોટા માણસો મહાન ને જ્ઞાની ભગવંતો પાસે મોટી માગણી કરે, તેમજ તે મોટી ઇચ્છાઓ કેવી હોય, તે આ સૂત્રમાંથી આપણને શિખવા મળે છે.*

★ *લોકોત્તર અને પારમાર્થિક પરોપકાર કરનાર, શુદ્ધ માર્ગદર્શક ઉપદેશક સદ્ગુરુઓજ સાચું ભલુ કરી શકે છે. તેથી તીર્થંકર દેવને પરમગુરુ પણ કહેવાય છે.*

## સરળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧-જય વીયરાય સૂત્ર ક્યારે બોલાય? તેનો ટૂંકો અર્થ કહો

ઉત્તર- ચૈત્યવંદન કરતી વખતે સ્તવન બોલી રહ્યા પછી તે બોલાય છે. આ સૂત્રમાં શ્રી તીર્થંકરદેવની ભવોભવને વિષે સેવા તથા બીજું ઘણું ઘણું માગવામાં આવ્યું છે.

પ્રશ્ન ૨-જય વીયરાય સૂત્ર બોલતી વખતે કેવી રીતે બેસવું?

ઉત્તર —ચૈત્યવંદન કરતાં ડાબો ઢીંચણ ઊભો કરાય છે. જય વીયરાય બોલતાં મુક્તાશુક્તિ મુદ્રા મુજબ હાથ રાખવા, એટલે બન્ને હાથ કમળના ડોડાના આકારે જોડી લલાટે રાખવા,

કોણીઓ કમળના નાળની જેમ સીધી રાખવી અડધુ સૂત્ર બોલાયા પછી 'આભવમખંડા' બોલતા હાથ નાસિકા સુધી નીચા લેવાની વિધિ છે

**પ્રશ્ન ૩**–નિયાણુ એટલે શુ? તે બાધવાની કેમ મનાઈ છે?

**ઉત્તર**—કરેલા શુભ કાર્યોનુ ફળ પ્રભુ પાસે નિર્ણીત સ્વરૂપે પૌદ્‌ગલિક ઇચ્છાઓ દ્વારા માગી લેવુ તેને નિયાણ કહે છે શાસ્ત્રોમા તેને માટે મનાઇ કરેલી છે કારણ કે તેનો અર્થ એ થાય છે કે–આવી મોક્ષ સુધી પહોચાડી શકે તેવી ઊંચી ક્રિયાઓને આટલા ફળ માટે તે વેચી ગણાય 'જય વીયરાય'મા માગણી દ્વારા જિનેશ્વરભગવતોની ભવોભવની જે સેવા ઇચ્છી છે, તેમા ક્રિયા વેચવાનો ઇરાદો નથી, પણ તે તે ક્રિયા ખીલવવાનો જ શુભ આશય છે

**પ્રશ્ન ૪**–ભવનુ ઉદાસીનપણુ અને માર્ગાનુસારીપણુ એટલે શુ?

**ઉત્તર**—સસારની નાશવત વસ્તુઓ પરથી મોહ ઓછો થવો તેને ભવનુ ઉદાસીનપણુ કહેવાય છે, અને ધર્મના રસ્તે ચાલવાની યોગ્યતા કેળવવાના સાદા આચારના નિયમો તેને સામાન્ય માર્ગાનુસારીપણ તથા સમ્યગ્દર્શનપૂર્વક વિરતિના આચારોના પાલનને વિશિષ્ટ માર્ગાનુસારીપણુ કહેવાય છે

**પ્રશ્ન ૫** સમાધિ મરણની માગણી કરવાની શી જરૂર?

**ઉત્તર**—મરવાનુ અહીં માગવામા આવ્યુ નથી, પણ તે સમયે સમાધિ રહે એવી માગણી થાય છે જન્મે તે મરે જ, પરતુ બીજી ગતિના આયુષ્યનો બધ થવાનો સભવ હોવાથી, તે વખતે જો સમતા રહે તો સારી ગતિનો ત્યા નિર્ણય થાય જીવ સારી ગતિએ જાય, તો મુક્તિ જલ્દી થાય

卐 卐 卐

# (૧૯) શ્રી અરિહંતચેઇયાણં (ચૈત્યસ્તવ) સૂત્ર.

## અન્વયાર્થ

અરિહંતચેઇયાણં-સર્વજ્ઞ તીર્થંકર ભગવાનોને જ ચૈત્ય કે મંદિરમાં બીરાજમાન કરાય છે. જે મંદિરો, જિનાલયો કે દેરાસરોમાં પ્રતિષ્ઠિત પાષાણાદિની મૂર્તિઓ સ્થાપન થએલ હોય, તેવાં મંદિરો પણ પૂજા, વંદન વિગેરેને યોગ્ય જ છે. તે અરિહંત ભગવંતોની સમક્ષ કરેમિ-હું કરું છું. કાઉસ્સગ્ગં-કાયોત્સર્ગ (કાયાનો મોહ ઉતારીને સમતાપૂર્વક ધ્યાનમાં રહીશ) વંદણવત્તિયાએ-વંદન કરવા માટે. પૂઅણવત્તિયાએ-સેવા, પૂજા, ભક્તિ કરવા માટે. સક્કારવત્તિયાએ-સત્કાર કરવા માટે. સમ્માણવત્તિયાએ-સ્તુતિ કે સ્તવના કરી હૃદયથી સન્માન કરવા માટે. બોહિલાભવત્તિયાએ-શુદ્ધ દેવ, ગુરુ ને ધર્મ ઉપરની શ્રદ્ધારૂપી બોધિબીજની પ્રાપ્તિ થવા માટે. નિરુવસગ્ગવત્તિયાએ-સંકટો અને વિઘ્નોને દૂર કરી ઉપસર્ગરહિતપણે આરાધના કરવા માટે અથવા ઉપદ્રવનો જ્યાં લેશ નથી તેવી મુક્તિ મેળવવા માટે (વીતરાગની પ્રતિમાજી સમક્ષ હું કાઉસ્સગ્ગ કરુ છું.)

સદ્ધાએ-પ્રતિપળે વધુ ને વધુ શ્રદ્ધાથી. મેહાએ-વધારે ને વધારે વિકાસ પામતી બુદ્ધિએ કરીને. ધીઇએ-ધૃતિ એટલે વર્ધતી હિંમત કે સ્થિર ચિંતનપૂર્વક, અથવા કુશળતા અને સહનશીલતાપૂર્વક ધૈર્ય ગુણ સાથે ધારણાએ-વિશેષ સ્મૃતિની ધારણાએ કરીને. અણુપ્પેહાએ-અરિહંત ભગવંતોના તાજા સ્મરણ સાથે વધતી જતી તાત્વિક વિચારણાઓથી યુકત બનીને. વડ્ઢમાણીએ-વૃદ્ધિ પામતી એવી ભાવનાથી. ઠામિ-હું કરું છું. કાઉસ્સગ્ગં-કાઉસ્સગ્ગ (નિરુવસગ્ગવત્તિયાએ સુધી "કરેમિ કાઉસ્સગ્ગં" નો

સંબંધ છે, અને સદ્ધાએ શબ્દથી "ઠામિ કાઉસ્સગ્ગં" શબ્દ સાથે સંબંધ છે.)

## સૂત્રાર્થ

**અરિહંતચેઇયાણં, કરેમિ કાઉસ્સગ્ગં**—શ્રી અરિહંત ભગવાનના ચૈત્યોની અર્થાત્ શ્રી જિનપ્રતિમાજીઓની સમક્ષ હું શુભ ધ્યાનપૂર્વક (કાઉસ્સગ્ગ) કાયોત્સર્ગ કરું છું. (તે તે ક્રિયાઓથી જે જે ફળની પ્રાપ્તિ થાય છે, તે લાભની પ્રાપ્તિ આ કાયોત્સર્ગથી મેળવવા માટે હું કાઉસ્સગ્ગ કરું છું; કાઉસ્સગ્ગમાં સ્થિર થાઉં છું, એટલે કે વંદન, પૂજન, સત્કાર વિગેરેથી થતા બધા લાભો પ્રત્યે કાઉસ્સગ્ગમાં પણ મને ખૂબ આદરભાવ છે) [૧]

**વંદણવત્તિયાએ પૂઅણવત્તિયાએ**—શુદ્ધ મનપૂર્વક શ્રી તીર્થંકર ભગવાનનાં ચૈત્યોના ને મૂર્તિનાં વંદનથી જે ફળ મળે છે, તે ફળના નિમિત્તે, (તેજ પ્રમાણે પૂજા સત્કાર વિગેરેમાં પણ જાણવું) તથા તે પ્રભુની પૂજાની ભાવનાથી.

**સક્કારવત્તિયાએ, સમ્માણવત્તિયાએ**—આભૂષણાદિથી સત્કાર અને સ્તોત્રાદિથી સન્માન નિમિત્તે (જે ફળ મળે, તે ફળ આ કાઉસ્સગ્ગથી પણ મેળવવાના હેતુથી.)

**બોહિલાભવત્તિયાએ, નિરુવસગ્ગવત્તિયાએ**-સમકિત મળે કે તેમાં સ્થિર થવાય તે માટે, જિનધર્મની સુખે પ્રાપ્તિ થાય તે માટે, નિરુપદ્રવ બની ધર્મારાધન થાય તે માટે. અથવા ઉપદ્રવ વિનાનું સંપૂર્ણ સુખનું સ્થાન જે મોક્ષ તે હેતુથી. [૨]

**સદ્ધાએ, મેહાએ, ધીઇએ**-(હવે જે પ્રકારે કાઉસ્સગ્ગ સફળ થાય તે પ્રકારો કહે છે.) વધારે ને વધારે શ્રદ્ધાથી, નિર્મળ

બુદ્ધિથી અને ધૃતિથી (અર્થાત્ ધીરજવડે) એટલે કે ચિત્તને ડામાડોળ કર્યા વિના સ્થિર ચિત્તપૂર્વક.

**ધારણાએ, અણુપ્પેહાએ, વડ્ઢમાણીએ**-અરિહંત પ્રભુના ગુણોની ધારણાપૂર્વક અને વારંવાર તે ગુણોની ઊંડી વિચારણાથી (શ્રદ્ધાદિ પાંચેની સાથે "વડ્ઢમાણીએ" શબ્દ સંબંધ ધરાવે છે.) પ્રતિપળ વધતી ભાવનાપૂર્વક.

**ઠામિ કાઉસ્સગ્ગં**-કાયાનો ઉત્સર્ગ કરું છું, એટલે કાઉસ્સગ્ગ ધ્યાનમાં સ્થિર થાઉં છું.

## ભાવાર્થ

આ સૂત્રમાં અરિહંત ભગવાનની પ્રતિમાઓને વંદન, પૂજન, સત્કાર અને સન્માન કરવાનો અવસર મળે છે. વંદનાદિદ્વારા સમ્યક્ત્વ અને મોક્ષ પ્રાપ્ત થાય છે એ ઉદ્દેશથી હું વધુ ને વધુ ભાવનાવાળી શ્રદ્ધા, બુદ્ધિ, ધીરજ, ધારણા અને વિચારણા-મંથન પૂર્વક કાઉસ્સગ્ગ કરું છું. એ પાંચેયની વૃદ્ધિ માટે હું એક સ્થાને કાયાને સ્થિર કરીને મૌન અને ધ્યાનસહિત આ ચૈત્યસ્તવ સૂત્ર દ્વારા કાઉસ્સગ્ગ ધ્યાનમાં સ્થિર થાઉં છું એટલો આ સૂત્રમાં ભાવ સમાએલો છે

## પરિમલ

★ *મુગટ કે અલંકારાદિથી જિનમૂર્તિ વિગેરેનો સત્કાર કરવો, એ પણ શાસ્ત્રસિદ્ધ છે. તે માટે આ સૂત્રનુ પ્રમાણ આપી શકાય છે.*

★ *સમોસરણમાં ભગવાન દેશના આપે, તે ભાવ તીર્થંકર કહેવાય. તે વખતે તે ભગવંતની ત્રણે બાજુ દેવતાઓ એ પ્રભુના જેવી જ ત્રણ મૂર્તિ બનાવે છે, મૂર્તિને નહી માનનારાઓ પણ તેને તો પૂજ્ય માને છે. ત્યારે ચૈત્યમાં જે અરિહંત ભગવાનની પ્રતિમાને પૂજ્ય ન માને, તો તે સત્યનો દ્રોહ અથવા અસદાગ્રહજ કહે-*

વાય. મંદિરમાં પ્રભુની પ્રતિમા છે, તે સ્થાપના જિન કહેવાય છે. એ સ્થાપિત જિનનાં પૂજા, સત્કાર આદિ આ સૂત્રના આધારે થાય છે. એટલે આ સૂત્રથી મૂર્તિ અને મૂર્તિની પૂજા સિદ્ધ થાય છે.

★ પ્રભુમૂર્તિને વંદન, પૂજા, સત્કારાદિ કરવા દ્વારા મેળવવાના લાભો માટે શ્રદ્ધા ધૈર્યાદિપૂર્વક કાઉસ્સગ્ગ કરાય છે. પછી કાઉસ્સગ્ગ સફળ થાય તેટલો પ્રભુના વંદન પૂજાદિમાં આદર દૃઢ થાય છે.

★ દરેક ચીજ, ચાર ચાર નિક્ષેપાઓથી સિદ્ધ થાય છે. નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપા છે. તેમાં આ સ્થાપના નિક્ષેપાથી સિદ્ધ થતી જિનમૂર્તિ દેરાવાસી તેમ જ સ્થાનકવાસીના બંને વર્ગોને માન્ય એવા શ્રી અનુયોગદ્વારાદિ શાસ્ત્રોને અનુસાર જ છે. તેથી જિનપૂજા અવિચ્છિન્ન પ્રચલિત છે.

★ શ્રી જિનેશ્વર ભગવંતની મૂર્તિના દર્શન કરવાથી સમકિત નિર્મળ થાય છે. મૂર્તિ પાસે કાઉસ્સગ્ગ થઈ શકે છે, મૂર્તિની પૂજા દરેક આત્માર્થીએ કરવી જ જોઇએ, સ્થાપિત મૂર્તિ પાસે વંદનાદિ કરવાથી કર્મ ખપે છે. પ્રાણવાન શરીરની જેમ આ પાષાણની બનાવેલી મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા કરાય છે, ત્યાર પછી તે પૂજ્ય અને પ્રાણવાન બને છે. અને તેથી જ "જિન પ્રતિમા જિનસારિખી" એમ કહેવાય છે. આટલાં ઉદ્‌બોધનો આ સૂત્રમાંથી આપણને જાણવા મળે છે.

★ બળાત્કારથી આ કાઉસ્સગ્ગ કરાતો નથી, લાભ કે નુકશાનનો વિચાર કર્યા વિના તે હું કરતો નથી, ચંચલતાથી અથવા લોભની ખોટી આશાઓથી આ કરતો નથી, પરંતુ શ્રદ્ધા, બુદ્ધિ, અને સંતોષથી વીતરાગના ગુણોને ઓળખીને તેમ જ સ્મરણ કરીને આ કાઉસ્સગ્ગ કરી રહ્યો છું, એવો અર્થ શ્રદ્ધાદિ વિશેષણોમાંથી મળે છે.

## સરળ પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧–"અરિહંતચેઇયાણં" સૂત્રનું બીજું નામ શું? તે ક્યારે બોલાય?

ઉત્તર —તેનું બીજું નામ "ચૈત્યસ્તવ" છે. ચૈત્યવંદન કરતાં જંય વીયરાય સૂત્ર કહ્યા પછી, ને કાઉસ્સગ્ગની પહેલાં તે બોલાય છે.

પ્રશ્ન ૨–ચૈત્યવંદનના કાઉસ્સગ્ગનું પ્રમાણ કેટલું?

ઉત્તર —ચૈત્યવંદનના કાઉસ્સગ્ગમાં એક - નવકાર જ ગણવાનો હોય છે.

પ્રશ્ન ૩–કાઉસ્સગ્ગને અંતે શું બોલાય?

ઉત્તર —અરિહંત ભગવાનને નમસ્કાર કરવા "નમો અરિહંતાણં" બોલી, "નમોઽર્હત્" કહીને થોય (સ્તુતિ) બોલવી, ચૈત્યવંદન કરતી વખતે આ "અરિહંત ચેઇયાણં" સૂત્ર ઉભા થઇને બોલાય છે.

卐 卐 卐

# (૨૦) શ્રી કલ્લાણકંદં (સ્તુતિ) સૂત્ર.

## અન્વયાર્થ

કલ્લાણકંદં–સમગ્ર કલ્યાણોનું જે મૂળ છે. (એટલે કે જે કલ્યાણ મનુષ્યોને ઇષ્ટ છે, તે કલ્યાણ અંકુરાઓરૂપ છે, તેના મૂળ-કંદ સમાન આ પ્રભુ જ છે.) પઢમં–પહેલા જિણિંદં–(જિન એટલે સામાન્ય કેવળી, તેમાં ઇન્દ્ર જેવા) શ્રી ઋષભદેવ (ભગવાન) જિનેન્દ્રને. સંતિં–સોળમાં શ્રી શાંતિનાથ ભગવાનને. તઓ–તેમની પછી. નેમિજિણં–બાવીશમા શ્રી નેમિનાથ જિનેશ્વરને. મુણિંદં–પ્રતિજ્ઞાધારી મુનિઓમાં ઇન્દ્રસમાન. પાસં–પ્રગટ-પ્રભાવી શ્રી પાર્શ્વનાથ ભગવંતને. પયાસં–ત્રણ ભુવનમાં જ્ઞાનનો

પ્રકાશ ફેલાવનારા. સુગુણિક્કઠાણં–ઉત્તમોત્તમ ગુણોના જ સ્થાનરૂપ અથવા અનંત ગુણોના ભંડારમાં જે આ ત્રેવીશમા શ્રી પાર્શ્વનાથ ભગવાન પ્રગટપ્રભાવી છે, તેમને. ભત્તીઇ–ભક્તિથી. વંદે–વંદના કરું છું. સિરિવદ્ધમાણં–ચોવીશમા શ્રી વર્ધમાનસ્વામીને.

અપાર–જેનો પાર નથી એટલે છેડો કે અંત નથી, જે સંસાર મહા સમુદ્રનો કિનારો પામવો અત્યંત મુશ્કેલ છે, અથવા જેનો અંત ઘણાં કષ્ટે કોઈક જ કરી શકે છે. સંસારસમુદ્દ–એવા મહાન સંસારસમુદ્રના. પારં–કિનારાને, છેડાને, પત્તા–પામેલા (સર્વે જિનેંદ્રો) સિવં–મોક્ષને. દિંતુ–આપો. સુઇક્કસારં–(સુઈ-સારી શ્રુતિ–શાસ્ત્ર અથવા સુઈ–શુચિ, પવિત્ર) સર્વ પવિત્ર વસ્તુઓમાં અથવા સમગ્ર શાસ્ત્રોમાં અદ્વિતીય એક જ સારભૂત (મોક્ષ.) સવ્વે–હે સર્વે. જિણિંદા–જિનેંદ્રભગવંતો. સુર–દેવોના. વિંદ–વૃંદ એટલે સમુદાયોથી પણ. વંદા–પૂજાએલા ને વંદાએલા એટલે દેવોના પણ પૂજ્ય ને વંદ્ય. કલ્લાણ–કલ્યાણરૂપી. વલ્લીણ–વેલડીના. વિસાલકંદા–વિશાળ મૂળ સમાન.

નિવ્વાણમગ્ગે-નિર્વાણ એટલે મોક્ષ, તેનો માર્ગ (મુક્તિનો માર્ગ તીર્થંકર દેવો સિવાય કોઈ બતાવી શકતું જ નથી.) તે જિનપ્રરૂપિત મુક્તિપંથમાં. વર–શ્રેષ્ઠ. જાણકપ્પં–ઉત્તમ યાન (વહાણ રથ કે બીજા વાહન) સમાન છે. પણાસિય–જેણે નાશ કર્યો છે. અસેસ–સમસ્ત, સઘળા. કુવાઇ–કુવાદી, એકાંતવાદી, હઠાગ્રહી, દુરાગ્રહી, મિથ્યાવાદી કે કદાગ્રહીઓના. દપ્પં–દર્પ, ગર્વને. મયં–સિદ્ધાંતને, મતને. જિણાણં–વીતરાગી જિનેશ્વર ભગવંતોના. સરણં–આશ્રય લેવા લાયક, આધારભૂત શરણરૂપ. બુહાણં–પંડિતોને, તત્ત્વના જાણકારોને. નમામિ–હું નમસ્કાર કરું છું. નિચ્ચં–હમેશાં. તિજગપ્પહાણં–ત્રણેય લોકમાં પ્રધાન એટલે શ્રેષ્ઠ.

કુંદ–મોગરાનું ફૂલ, મચકુંદ અથવા ડોલર. ઇંદુ–ચંદ્રમા. ગોક્ખીર–ગાયનું દૂધ. તુસાર–હિમ, બરફ, (તે બધાયના) જેવા

શ્વેત.) વણ્ણા-(શરીરના) વર્ણવાળી સરોજ-સરોવરમાં ઊગેલું કમળ. હત્થા-હાથમાં. કમલે-કમળના પુષ્પ ઉપર. નિસન્ના-બેઠેલી. (કમળાસનવાળી) વાએસિરી-વાગીશ્વરી, સરસ્વતીદેવી, વાગ્વાદિની, ઈશ્વરી-વાણીની માલિક, સ્વામી, શારદા. પુત્થય-પુસ્તકોનો. વગ્ગ-વર્ગ, સમૂહ. હત્થા-જેના બીજા હાથમાં છે. સુહાય-સુખને માટે (અથવા સુખ આપનારી) થાઓ. સા-તે દેવી. અમ્હ-અમને. સયા-સદા, હંમેશાં, નિરંતર. પસત્થા-શ્રેષ્ઠ, પ્રશસ્ત, ઉત્તમ.

## સૂત્રાર્થ

**કલ્લાણકંદં પઢમં જિણિંદં**-કલ્યાણના મૂળરૂપ (જ્યાંથી ભક્તવર્ગના કલ્યાણરૂપી વૃક્ષનું સિંચન થાય છે, તે) પ્રથમ જિનેંદ્ર શ્રી ઋષભદેવ ભગવાનને.

**સંતિં તઓ નેમિજિણં મુણિંદં**-ત્યાર પછી શ્રી શાંતિનાથ પ્રભુને, તથા (જેમ દેવસભામાં દેવેંદ્ર શોભે તેમ) મુનિઓની સભામાં ઇદ્ર સમાન શ્રી નેમિનાથ સ્વામી શોભે છે, તેમને

**પાસં પયાસં સુગુણિક્કઠાણં**-ત્રણેય ભુવનમાં જ્ઞાનરૂપી પ્રકાશને ફેલાવનારા એટલે જ્ઞાન પ્રકાશવાળા સદ્ગુણોમાત્રના જ એક મુખ્ય સ્થાનરૂપ પ્રગટપ્રભાવી પુરિસાદાનીય શ્રી પાર્શ્વનાથ ભગવાનને.

**ભત્તીઇ વંદે સિરિવદ્ધમાણં**-ભક્તિપૂર્વક ચરમતીર્થપતિ શ્રી વર્ધમાનસ્વામી (મહાવીરસ્વામી)જીને હું વંદન કરું છું. [૧]

**અપારસંસારસમુદ્દપારં**-જે ભવ પરંપરારૂપ સંસારનો સામાન્ય મનુષ્ય પાર કે અંતને પામી શકતો નથી, અથવા જે સંસારસાગરનો અંત લાવી મુક્તિરૂપી કિનારો મેળવવો

બહુ મુશ્કેલ છે, તેવા પણ મહાસમુદ્રના પારને

પત્તા, સિવ દિંતુ સુઇક્કસાર–પામેલા અનંત (શક્તિવાળા તેવા હે જિનેશ્વરો ! અમને) પવિત્ર વસ્તુઓમા કે શાસ્ત્રોમા સપૂર્ણ સારરૂપ એવા મોક્ષને આપો

અન્વે જિણિંદા ! સુરવિંદવંદા–દેવગણથી વંદાએલા હે સર્વે જિનેન્દ્રો ! (અમને મોક્ષ આપો )

કલ્લાણવલ્લીણ વિસાલકંદા–વૃક્ષ કે મંડપના આધારે વેલ લાબી પથરાય છે, કે ઉંચે ચડે છે, તેમ કલ્યાણરૂપી પ્રસરાતી વેલડીઓના જે ભગવંતો વિશાળ મૂળ સમાન છે. [૨]

નિવ્વાણમગ્ગે વરજાણકપ્પં–(વીતરાગ દેવકથિત સમ્યગ જ્ઞાનનો પ્રભાવ આ ગાથામા વર્ણવાય છે ) જગલમા (માર્ગ ન પડ્યો હોય તેવે સ્થળે સાયકલ, ગાડુ, ગાડી, મોટર કે રથ ચાલી શકે નહીં, પણ પત્થર, ડામર કે કોંક્રિટનો બાંધેલો રસ્તો હોય, તો તેના પર એ વાહનો નહેલાઇથી ચાલી શકે છે તેમ મોક્ષનો માર્ગ શ્રી તીર્થંકર ભગવતોએ બતાવ્યો છે એટલે તે માર્ગે જ્ઞાનરૂપી રથમા બેસીને જનાર સડનડાટ ચાલી શકે છે અથવા સસારસમુદ્રને તરવા જેમ વહાણ કે સ્ટીમર હોય, તેવુ મોક્ષ જવા માટે પ્રભુનુ એ જ્ઞાન સાધન ભૂત છે ) સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ ચારિત્રવાળા મુક્તિપથ ચાલવા માટે ઉત્તમ રથ સમાન જે જ્ઞાન છે, તે જ્ઞાન ટે જિનસિદ્ધાંતને (વરજાણકપ્પં એ સપ પદનુ વિશેષણ છે )

પણાસિયાસેસ કુવાઇ–દપ્પં –જે સ્યાદ્વાદમતના જ્ઞાને સમસ્ત કદાગ્રહીઓનાનું દૂધ, મચકુરિને ભુક્કો કરી નાખ્યો છે, અથવા નાશ કર્યો, ગર્વનું દ્રપ તુમાર-દિ.

**મયં જિણાણં સરણં બુહાણં**-જિનેશ્વર ભગવાનોનો મત-સિદ્ધાંત અથવા તેમના આગમગ્રંથો, મધ્યસ્થવૃત્તિ-તટસ્થ-દૃષ્ટિને ધારણ કરનારા વિદ્વાનો અને પંડિતોને પણ જે આશ્રયભૂત કે શરણભૂત છે, તે અનેકાંતવાદને.

**નમામિ નિચ્ચં તિજગપ્પહાણં**-વિશ્વવિખ્યાત આ આગમ-જ્ઞાનને હું હરપળે ભાવથી નમન કરું છું. [૩]

**કુંદિંદુગોક્ખીરતુસારવન્ના**-મોગરાનાં ફૂલ, ચન્દ્રમા, ગાયનું દૂધ અને હિમ, તે બધાયના જેવો ઉજ્જવળ વર્ણ જે દેવીના શરીરનો છે એવી.

**સરોજહત્થા કમલે નિસન્ના**-જે દેવી એક હાથમાં કમળને ધારણ કરે છે, તથા કમલ ઉપર જે બેસવાવાળી છે, એટલે કમલ જેનું આસન છે એવી.

**વાએસિરી પુત્થયવગ્ગહત્થા**-વાગીશ્વરી દેવી જેને શારદા કે સરસ્વતી દેવી પણ કહેવાય છે. (વાગ એટલે વાણી, તેની સ્વામિની અધિષ્ઠાત્રી સરસ્વતી કહેવાય છે.) તે દેવી બીજા હાથમા પુસ્તકના સમૂહને ધારણ કરી રહી છે.

**સુહાય સા અમ્હ સયા પસત્થા**-તે વાગ્વાદિની ઉત્તમ તથા ઉદાર મહાદેવી અમને સદાને માટે સુખ આપનાર બનો. એટલે અમારા ધર્માનુસારી વાણીવિલાસને વિસ્તાર-વામા કુશળતા આપવા સાથે વિઘ્નો દૂર કરીને સુખ સમૃદ્ધિને બક્ષો. [૪]

## ભાવાર્થ

આ ચાર ગાથાની થોય કહેવાય છે તે ઉપજાતિ છંદમાં છે તેમાં ક્રમ એવો ગોઠવાએલો હોય છે, કે પહેલી ગાથામાં મુખ્ય

એક ભગવાનની અથવા પાચ ભગવાનની સ્તુતિ હોય છે બીજી ગાથામા સર્વ જિનેશ્વર ભગવંતોની સ્તુતિ કરાએલી હોય છે ત્રીજીમાં જ્ઞાનગુણની સ્તુતિ કરવામા આવે છે એટલે જ્ઞાનનો મહિમા ગાતી તે ગાથા હોય છે ચોથી ગાથામા શાસનદેવ કે શાસનસરક્ષક દેવ–દેવીની સ્તુતિ હોય છે આ ચાર થોયોથી દેવ વદન થાય છે પક્ખી ચોમાસી કે સાંવત્સરિક પ્રતિક્રમણોના અગાઉના દિવસે માગલિક પ્રતિક્રમણ થાય છે, તે દિવસે આજ થોય કહેવાનો પરપરાગત રિવાજ છ

## પરિમલ

★ *અનેકાતવાદ યુક્તિઓથી એટલો બધો ભરપૂર છે, કે તેની આગળ બીજાઓની પ્રબળ યુક્તિઓ પણ ટકી શકતી નથી*

★ *આજે જેમ બોમ્બે–આગ્રારોડ ભારતમા વિખ્યાત છે તેમ આપણા આર્યસસ્કૃતિવાળા ભારત દેશમા મોક્ષ માર્ગ પ્રખ્યાત છે રોડ એટલે રસ્તો, પથ અથવા માર્ગ તે નિષ્કટક હોવો જોઇએ દુન્યવી મોહક લાલસાઓ આ મોક્ષમાર્ગમા કટકસમાન વિરોધી તત્ત્વો રૂપે છે તે આ સૂત્રની ત્રીજી ગાથામાથી જાણવા મળે છે*

★ *જો આ મોક્ષમાર્ગ ભારતમા ન હોય, તો હિંસક દુનિયાના રિવાજો અહીં પણ પવનના મોજાઓની જેમ ફરી વળે અહિંસાના સૂરો આ આર્યસસ્કારોના પ્રતાપે અહીં સભળાય છે એ અહિંસાનો માર્ગ અશુદ્ધ હોય નહીં, માટે પડિતોને અને વિદ્વાનોને શ્રી જિનેશ્વર ભગવતનુ વચન ગમી જાય તેવુ અને માનવુ પડે તેવુ છે, તેમ ત્રીજી ગાથામાથી સાર કાઢી શકાય છે*

★ *ચોથી ગાથામા શાસનરક્ષક દેવને કે દેવીને નમસ્કાર કરવામા આવતો નથી, પણ પ્રાર્થનાજ કરવામા આવે છે તે દેવ કે દેવી ધર્મનુ આરાધન કરતા કોઈ વિઘ્ન આવે, તે દૂર કરી સહાયક બને એજ તેમા મુખ્ય હેતુ છે*

★ *સમગ્ર શાસ્ત્રોમાંથી તત્ત્વ ખેંચીએ, તો બધાયમાંથી મોક્ષ જ સાર છે. મોક્ષ માટે જ બધું જ્ઞાન અને ક્રિયાઓ છે. જેમ ગુલાબનું સત્ત્વ તેના અત્તરમાં આવે, સાકરનું સત્ત્વ સેકરીનમાં આવે, ને ગળીનો સાર ગળીના સત્ત્વમાં, તેમ શાસ્ત્રોનું ફળ મોક્ષ છે.*

## સરળ પ્રશ્નોત્તરી

**પ્રશ્ન ૧**-કલ્લાણકંદં સૂત્રમાં કયા કયા તીર્થંકરોની સ્તુતિ કરવામાં આવી છે.

**ઉત્તર** —શ્રી ઋષભદેવ સ્વામી, શ્રી શાંતિનાથ, શ્રી નેમિનાથ, શ્રી પાર્શ્વનાથ અને શ્રી મહાવીરસ્વામી એ પાંચ તીર્થંકરોની સ્તુતિ પહેલી ગાથામાં કરેલી છે.

**પ્રશ્ન ૨**-થોય એટલે શું ? તે કેટલી ગાથાની બનેલી હોય ?

**ઉત્તર** —થોય એટલે સ્તુતિ-પ્રાર્થના. ચાર ગાથા ભેગી મળવાથી એક થોય-જોડો કહેવાય છે. તે ભગવાનની પાસે દેવવંદનમાં બોલાય છે.

**પ્રશ્ન ૩**-ચાર થોયોનો સંબંધ સમજાવો.

**ઉત્તર** —જેમનાં દર્શનમાત્રથી ભાવનાના પૂર વહે તે પ્રભુની પહેલી સ્તુતિ, પછી તે સર્વે તીર્થંકરો ગુણોથી સમાન છે, તે બતાવવા સર્વ તીર્થંકરોની બીજી સ્તુતિ આવે, પછી એ વીતરાગોએ પ્રરૂપેલા સિદ્ધાંતો જ માર્ગદર્શક હોવાથી જ્ઞાનની ત્રીજી સ્તુતિનો ક્રમ આવે, પછી એ શ્રુતજ્ઞાનની દાત્રી ને અધિષ્ઠાત્રી શ્રુતદેવતાની ગાથા પ્રાર્થનારૂપે છેલ્લી આવે, એ સાંકળ જેવો સંબંધ એમાં સંકલિત કરવામાં આવ્યો છે.

❋ ❋ ❋

# (૨૧) શ્રી સંસારદાવાનલ સ્તુતિ.

## (શ્રી મહાવીરસ્વામી ભગવાનની સ્તુતિ.)

### અન્વયાર્થ

સંસાર-જન્મીને જ્યાં મરવાનું છે તે. દાવાનલ-અગ્નિનુ જાજ્વલ્યમાન મહાન પરાકાષ્ઠાનું સ્વરૂપ તે, દવાગ્નિ. દાહ-ભડકાથી દાઝેલાને થતી બળતરાને (બુઝાવવામાં.) નીરં-પાણી સમાન. (શ્રી વીરપ્રભુને) સંમોહ-મહામોહરૂપી. ધૂલી-ધૂળને. હરણે-દૂર કરવા, ઉડાડવા. સમીરં-પવન સમાન. માયા-કપટ પ્રપંચ-જાળરૂપી રસા-પૃથ્વીને. દારણ-ખોદવામાં. સાર-અણીદાર, ધારવાળું, તીક્ષ્ણ. સીરં-હળ સમાન. નમામિ-નમસ્કાર કરું છું. વીર-શ્રી મહાવીરસ્વામી ભગવાનને ગિરિસાર-મેરુપર્વત જેવા. ધીરં-ધીર એવા (શ્રી વીર ભગવાનને) (૧)

ભાવ-ભાવપૂર્વક અવનામ-નમસ્કાર કરનાર. સુર-વૈમાનિક દેવોના. દાનવ-ભવનપતિ આદિ દાનવોના અને. માનવ-મનુષ્યોના ઈન-સ્વામીઓના ચૂલા મુગટોમાં રહેલા. વિલોલ-ચંચલ, ચપલ. કમલ-કમલોની આવલિ-શ્રેણીથી માલિતાનિ-સુશોભિત બનેલ. (આ પદ "જિનરાજપદાનિ"નું વિશેષણ છે) સંપૂરિત-સારી રીતે પૂરેલા છે, અથવા પૂર્ણ કર્યા છે. અભિનત-નમેલા. લોક-ભક્તવર્ગના. સમીહિતાનિ-મનોવાંછિતો જે ભગવંતોએ કામં-અત્યંત, હાર્દિક. નમામિ-નમસ્કાર કરું છું. જિનરાજ-એવા સર્વે જિનેશ્વર ભગવંતોના પદાનિ-ચરણોને. તાનિ-તે. (૨)

બોધાગાધં-અગાધ જ્ઞાનથી ગંભીર, અથવા આગમોરૂપી સમુદ્ર જ્ઞાનરૂપી ગંભીરતાથી યુક્ત છે સુપદ-અનેકાંતવાદથી ભરેલા માગ સુરમ્ય પદોની પદવી-ગોઠવણી, રચનારૂપ. નીરપૂર-જ્યાદ્વાદના પૂરવડે પરિપૂર્ણ. અભિરામં-જે મનોહર છે (ત

મહાજ્ઞાનને) જીવાહિંસા-જીવો કાયના જીવમાત્રની અહિંસાના પાલનરૂપ અવિરલ-(વિરલ-છૂટાછૂટા) આંતરારહિત, ચાલુ અખંડિત ધારાવાળા લહરી-('અહિંસા પરમો ધર્મ'ના) તરંગો કે મોજાના સગમ મેળાપથી, ભેગા મળવાથી અગાહ-વિશાળ, અગાધ, અલ્પ બુદ્ધિવાળા મનુષ્યોને સમજવા મુશ્કેલ બનેલ દેહ-મહાન કાયાવાળા, શરીરવાળા, (એ જ્ઞાનસમુદ્રને) ચૂલા-સિદ્ધાંતોની ચૂલિકારૂપ વેલ-ભરતીવાળા, ગુરુ મોટા મોટા ગભીર અર્થવાળા ગમ-પાઠોરૂપી મણિ-મહાન રત્નોથી સંકુલ-ભરપૂર, વ્યાસ દૂરપાર-દૂર છે કાંઠો જેનો અથવા જે સિદ્ધાંત સમુદ્રનો પાર પામવો બહુ જ મુશ્કેલ છે (એવા સમ્યગ્ જ્ઞાનને) સાર-પ્રધાન મુખ્ય વીરાગમ-વીર ભગવાનના પ્રરૂપેલ ૪૫ આગમ સિદ્ધાંતોરૂપી જ્ઞાન જલનિધિ-મહાસાગરને, સમુદ્રને સાદરં-આદરપૂર્વક, હૃદયના ભાવથી, બહુમાનસહિત સાધુ-સારી રીતે સેવે-હું સેવું છું, એટલે તે જ્ઞાનસમુદ્રની હું ભક્તિ કરું છું (૩)

આમૂલ-છેડા મૂળ સુધી આલોલ-ડોલતુ ધૂલી-મકરંદ, પરાગ કે રજની બહુલ-ઘણી પરિમલ-સુગંધીને વિષે આલીઢ-આસક્ત લોલ-ચપળ અલિ-ભમરાઓની માલા-પંક્તિઓના ઝંકાર-ગણગણાટના આરાવ-ગુંજારવોથી સાર-શ્રેષ્ઠ અમલ-નિર્મળ દલ પત્ર (પાંખડી)વાળા કમલ-કમલરૂપી આગાર-ઘરની ભૂમિ-ભૂમિમા નિવાસે-જેનો (આ પદ "દેવિ!"પદનુ વિશેષણ છે) નિવાસ છે, એવી દેવી છાયા-રૂપ તથા કાંતિના સંભાર-સમૂહથી સારે-સુશોભિત વર-પ્રધાન, ઉત્તમ પ્રકારનુ કમલકરે કમળ જેના હાથમા હોય છે તાર-દેદિપ્યમાન હાર-ચતુર્દશ પૂર્વરૂપી કંઠમા પહેરેલા હારો વડે અભિરામે-મનોહર છે અંગ જેનુ વાણીસંદોહ-દ્વાદશાંગીરૂપ વીતરાગની વાણીનો (આગમો વીતરાગનુ એક સાક્ષાત્ પ્રતિબિંબરૂપ છે) સમૂહ એજ

જેના. દેહ-દેહરૂપ છે, જેનો સમસ્ત દેહ વાણીથી બનેલો છે. ભવવિરહવરં-મોક્ષરૂપ વરદાન (આ સ્તુતિના કર્તા મહાજ્ઞાની શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ છે. ૧૪૪૪માં ગ્રંથ તરીકે આ સ્તુતિ બનાવી તેની આ છેલ્લી ચોથી ગાથા છે. તેમાં "ભવવિરહ" શબ્દ તેમની કૃતિને બતાવે છે.) દેહિ-આપો. મે-મને. દેવિ-હે શ્રુતદેવી! હે શ્રુતજ્ઞાનની અધિષ્ઠાયિકા દેવી! સારં-પ્રધાન મોક્ષને. (૪)

## સૂત્રાર્થ

**સંસારદાવાનલદાહનીરં**-અનંતા દુઃખોથી ભરેલા, અને જન્મ મરણના ભ્રમણથી ભયાનક એવા સંસારરૂપી દાવાનળની બળતરાને ઓલવવામાં સમતાના બોધરૂપી મેઘજળ છાંટીને શાંતિ આપનાર (જેમ બંબાનુ પાણી આગને ઠંડી પાડે તેમ) પાણી સમાન શ્રી વીર પ્રભુ છે, તેમને.

**સંમોહધૂલીહરણેસમીરં**-કષાયોથી વિષયોમાં આસક્ત બનાવનાર મોહરૂપી જે ધૂળ છે તેને ઉડાડીને ફેંકી દેવામાં ઝડપી પવન સમાન એ પ્રભુ છે, તેમને,

**માયારસાદારણસારસીરં**-આ સંસારને વધારનાર જે માયા છે, તે રૂપી પૃથ્વીને ખોદવા માટે તીક્ષ્ણ હળ સમાન એ પ્રભુને.

**નમામિ વીરં ગિરિસારધીરં**-મેરુપર્વતની જેમ અચલ અને અણનમ એવી ધીરજવાળા ચરમ તીર્થપતિ શ્રી મહાવીરસ્વામી ભગવાનને હું નમસ્કાર કરું છું. (૧)

**સુરદાનવમાનવેન**-ભાવપૂર્વક નમન કરનારા દેવ, અને મનુષ્યના સ્વામીઓના. (એટલે કે જેના ચરણ કમલોમાં દેવેંદ્રો વિગેરે પણ નમે છે તેના.)

**ચૂલાવિલોલકમલાવલિમાલિતાનિ**-મુગટોમાં રહેલા ચંચલ કમળોની પંક્તિ વડે ( જે ભગવંતોના ચરણકમલમાં નમવાથી ) સુશોભિત બનેલ છે. ( આ 'જિનરાજપદાનિ' નું વિશેષણ છે. )

**સંપૂરિતાભિનતલોકસમીહિતાનિ**-તથા ભક્તિભાવનાથી મસ્તક નમાવી વંદન કરનાર નરનારી વર્ગની મનોકામનાઓને હમેશાં પૂર્ણ કરનાર એવા જિનચરણોને ( શાશ્વતા સુખોની મનોકામનાઓ આ જિનેશ્વરોની ભક્તિ જ પૂર્ણ કરી શકે છે. )

**કામં નમામિ જિનરાજપદાનિ તાનિ**-તે પ્રસિદ્ધ જિનેશ્વર ભગવંતોના ચરણકમલોને હું અત્યંત ભાવથી નમસ્કાર કરું છું. (૨)

**બોધાગાધં સુપદપદવીનીરપૂરાભિરામં**-જેમ દરિયામાં ભરતી વખતે પૂર પ્રવાહથી જલની રેલમછેલ થાય છે ને જોનારના નયનોમાં તેથી આનંદોત્સાહ પ્રવર્તે છે, તેમ આ દ્વાદશાંગીનો અભ્યાસ કરતી વખતે મુનિરાજોને તેની અંદર રહેલી વિવિધ અલંકારોથી ભરેલી જ્ઞાનવર્ધક ને બોધદાયક યુક્તિઓવાળી, વાસ્તવિક સત્યનું શોધન કરાવતી ને રહસ્યોનું અવગાહન કરાવતી, ઉત્તમોત્તમ પદોવાળી આગમોની મનોહર રચના દેખીને આનંદની ઉછળતી ઊર્મિઓ તત્ત્વમંથન કરવા પ્રેરે છે. તથા જેમ સમુદ્રનું તળિયું દેખાતું નથી, તેમ આગમો ઉંડા જ્ઞાનથી અગાધ છે, સમુદ્ર પાણીથી ભરેલો હોવાથી મનોહર લાગે છે, તેમ આગમરૂપી મહાસમુદ્ર મહાયુક્તિઓવાળી પદોની રચનારૂપ પાણીથી પૂર્ણ હોવાથી જ્ઞાનીઓને આનંદ આપનાર થાય છે, તે જ્ઞાનને. ( આ પદ " આગમજલનિધિ " નું વિશેષણ છે.)

**જીવાહિંસાવિરલલહરીસંગમાગાહદેહં**–જીવમાત્ર ઉપરની દયારૂપ ઉછળતા વિવિધ તરંગો નિરંતર ભરપૂર દેખાય છે, ને તે કારણથી તે અહિંસાના વિસ્તારવાળો આગમ મહાસાગર એક અગાધ કાયરૂપ બનેલ છે, તથા અહિંસાના એ સ્યાદ્વાદ સિદ્ધાંતો બહુ સૂક્ષ્મપણે નિરૂપણ થયા હોવાથી સામાન્ય અભ્યાસીઓ માટે જે સમજવા બહુ મુશ્કેલ છે, તે જ્ઞાનને.

**ચૂલાવેલં ગુરુગમમણિસંકુલં દૂરપારં**–એટલે તે મહાજ્ઞાન અને વિદ્યાઓનો સાગર ચીકાર ભરેલો હોય છે, અને ચૂલિકાઓ જે જ્ઞાન મહાસાગરના તટ કે ભરતી સમાન છે, મોટા આલાવાઓ એ ઊંડા સાગરને તળિયે રહેલા મહામૂલા રત્નો સમાન છે, તે બધી વસ્તુઓથી વ્યાપ્ત એટલે ભરેલો છે, અને જે મહાન રહસ્યોવાળા કે અનંતા અર્થોવાળા સિદ્ધાંતોરૂપી મહાસાગરનો પાર પામવો ઘણો જ કઠિન છે એવા.

**સારં વીરાગમજલનિધિં સાદરં સાધુ સેવે**–તેમજ શ્રી મહાવીરપ્રભુના શાસનના પ્રધાન અંગ સમાન આગમરૂપ મહાસમુદ્રની હું આદરપૂર્વક સમ્યક્ પ્રકારે પૂજા તથા ભક્તિ કરું છું. (૩)

**આમૂલાલોલધૂલીબહુલપરિમલાલીઢલોલાલિમાલા**–મૂળ પર્યંત કાંઈક ડોલતા ને ચંચલ એવા પુષ્પોમાંથી ખરતી પરાગની અતિશય સુગંધિભરી પરિમલથી આકર્ષાઈને, આવીને તેમાં મગ્ન થએલા ભમરાઓની શ્રેણિના.

**ઝંકારારાવસારામલદલકમલાગારભૂમિનિવાસે !**— ગણગણાટના ગૂંજારવવાળા શબ્દોવડે શ્રેષ્ઠ ને શોભતા, સ્વચ્છ

પાંખડીઓવાળા કમળના ભવનમાં રહેનારી એટલે કમલરૂપી ભૂમિમાં જ નિવાસ કરવાવાળી (હે શ્રુતદેવી!)

**છાયાસંભારસારે! વરકમલકરે! તારહારાભિરામે!**-કાન્તિ અને લાવણ્યના પુંજવડે સુંદર દેહથી શોભતી, હાથમાં સુંદર કમલને ધારણ કરવાવાળી, સ્વચ્છ ને દેદિપ્યમાન હારવડે મનોહર અંગવાળી તથા.

**વાણીસંદોહદેહે! ભવવિરહવરં દેહિ મે દેવિ! સારમ્**-દ્વાદશાંગીરૂપી વાણીનો સમૂહ એ જ જેનું મહાકાય શરીર છે, એવી **શ્રુતદેવી!** જન્મમરણરૂપ સંસારનો વિરહ થાય તેવું સર્વોત્તમ મોક્ષસુખ પ્રાપ્ત થાય તેવું મને વરદાન આપો, અથવા આ સ્તુતિના કર્તા (મહાન ઉપકારી આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે "ભવવિરહ" શબ્દથી અહીં પોતાનું નામ સૂચન કર્યું છે. એટલે) રચનાર કવિને ઉત્તમ મોક્ષ આપો.

## ભાવાર્થ

થોય જોડામાં ચાર ગાથાઓ આવે છે. તેમ આ સ્તુતિમાં પણ છે. આ સ્તુતિ મોટે ભાગે આઠમના સાંજના પ્રતિક્રમણ વખતે તેમ જ ચૌદશના પક્ખી પ્રતિક્રમણમા સજ્ઝાયના ઠેકાણે અને સ્ત્રીઓમા સાજના દૈવસિ પ્રતિક્રમણમાં ૭ આવશ્યક પુરા થયા બાદ સામુદાયિક બોલાય છે પરમોપકારી આચાર્ય ભગવંત શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ આ સ્તુતિના રચયિતા છે આ આચાર્ય મહારાજ યાકિની મહત્તરા સુનુના નામથી પણ ઓળખાય છે પૂર્વોનું જ્ઞાન લગભગ જ્યારે નષ્ટ થવા હતુ ત્યારે, તથા શ્રી દેવર્દ્ધિગણિ તથા શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના લગભગ સમકાલીન, એટલે કે તેમના પછી માત્ર પચીશેક વર્ષે આ મહા-

પુરુષ આચાર્ય ભગવંત થયા હોવાનું પ્રસિદ્ધ છે. લગભગ પંદર સૈકા પહેલાંની આ વાત ગણાય. તેઓ પહેલાં જ્ઞાતિએ બ્રાહ્મણ હતા તેથી તેઓ વેદાંત જ્ઞાનમાં નિષ્ણાત હતા, અને મોટી ઉંમરે દીક્ષા લીધી હતી. તેઓશ્રીએ પોતાના બે શિષ્યોની બૌદ્ધોએ કરેલી દેહાંતશિક્ષા બદલ ૧૪૪૪ બૌદ્ધોનો નાશ કરવા ધારેલું હતું, પરંતુ તેમના પર દયા લાવીને આ થએલ દુર્ધ્યાન બદલ પ્રાયશ્ચિત્તમાં ૧૪૪૪ ગ્રંથો બનાવવાનું નક્કી કર્યું. તેમાં ૧૪૪૦ ગ્રંથો તો બનાવ્યા હતા. ચાર બાકી જ રહ્યા. છેવટે શરીર લંબાયું એ સ્થિતિમાં આ સ્તુતિની ચાર ગાથા ચાર ગ્રંથના સ્થાને બનાવી. છેવટે કાળ કરી સ્વર્ગે ગયા. અને ૧૪૪૪ ગ્રંથોની ગણત્રી પણ પૂરી થઇ. શ્રી સંઘ મોટા પ્રતિક્રમણોમાં દરેકે ગામેગામ ઝંકારીવાળી ગાથાથી પર્યંત થતાં સુધી ઊંચે સ્વરે ઉપદ્રવ નિવારણાર્થે સમુદાયની સાથે બોલે છે. આ સ્તુતિની ભાષા સમ-સંસ્કૃત-પ્રાકૃત કહેવાય છે. એ આચાર્ય ભગવંતે ઘણાં આગમોની ટીકાઓ અને મહાન ગ્રંથો પણ બનાવ્યા છે.

## પરિમલ

★ *જૈન દર્શનની ગુણગરિષ્ઠ ઘણી માન્યતાઓનું આ સ્તુતિમાં દિગ્-દર્શન થએલું જણાય છે. જેવી કે, (૧) જન્મમરણરૂપ સંસાર એક મહાન્ દાવાનલના બળતા અગ્નિના તાપની ઉપમાવાળો છે. (૨) ભગવાન મહાવીરપ્રભુ તેને બૂઝાવનાર મેઘના પાણી સમાન છે. આ ઉપમા સંપૂર્ણ સંઘટિત છે. (૩) શ્રી જિનેશ્વર ભગવંતો સંસારી-ઓથી નિરનિરાળા હોવા છતાં ભક્તગણના કામિતપૂરક નિવડે છે, તે પણ બીજી ગાથામાં બતાવ્યું છે. આ એક મહત્ત્વની વાત છે. એટલે કે દુઃખી થએલા આત્માઓ જો વીતરાગને શરણે જાય, તો જરૂર તેના સંકટો દૂર થઈ શકે છે; માટે જે પોતાને દુઃખી માનતો હોય તેણે આ કેવળજ્ઞાની ભગવંતોનું શરણ શોધવું જરૂરી છે. (૪) પ્રભુએ કથન કરેલી દ્વાદશાંગી એક અગાધ અને મહાન*

સમુદ્રસ્વરૂપ ગંભીર છે. એની ઉપમાઓ પણી જ ત્રીજી જ્ઞાનની ગાથામાં સમજવી છે. તે ઘટનાઓ મહાન વિચારણાઓ માંગે છે. સમુદ્રની જેમ જ્ઞાનના તરંગો ક્યા, સમુદ્રના રત્નોની જેમ જ્ઞાનના રત્નો ક્યા, જ્ઞાનના લાભ ક્યા, ક્યા વિષયોનું જ્ઞાન વિગેરે વસ્તુઓની વિચારણાઓ આ ગાથામાંથી મળી શકે છે. (૫) દ્વાદશાંગીરૂપ વાણીનો સમૂહ એ જ મહાન કાયા જેની છે, તે શ્રુતદેવી, સરસ્વતી દેવી અથવા શારદા દેવી સમજી લેવી. એ પ્રમાણે વર્ણન કરવાથી અહીં સમ્યગ્ જ્ઞાનના વિલાસની મહત્તા સુંદર રીતે જાણવા મળે છે.

★ સંસારદાવા સ્તુતિની ત્રીજી ગાથામાં એક ગુઢ તત્ત્વ પણ મળે છે, કે દુનિયામાં બીજા લોકો બળેવાદિના દિવસોએ સાગરપૂજા કરે છે, ત્યારે જિનશાસનમાં સાચા જ્ઞાન મહાસાગરની સેવા, પૂજા ને ભક્તિનું વિધાન કરવામાં આવ્યું છે, એટલે કે "આગમજલનિધિની હું સેવા ભક્તિ કરું છું."

★ સંસારી પ્રાણીઓને કોઇને કોઇ પ્રકારની આધિ, વ્યાધિ ને ઉપાધિઓ વળગેલી હોય છેજ. આ ત્રિવિધ સંતાપને જ જ્ઞાનીઓ દાવાનળ કહે છે. વીતરાગ પ્રભુની સેવાથી એ સંતાપ શાંત થાય છે, માટે ભગવાનની સેવા કરવી જોઇએ, એમ આ સ્તુતિનું પહેલું પદ શિખવે છે.

## સરળ પ્રશ્નોત્તરી

**પ્રશ્ન ૧**–સંસારદાવા સ્તુતિ કોણે કરી ?

ઉત્તર —૧૪૪૪ ગ્રંથોના રચયિતા મહાન ઉપકારી આચાર્ય ભગવંત શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે આ સ્તુતિ રચી છે. તે સ્તુતિ સંસ્કૃત તથા પ્રાકૃત એમ બન્ને ભાષાના એકસરખા રૂપથી રચાએલ છે. આ સ્તુતિમાં

એક મહત્ત્વ એ છે કે, તેમા એક પણ જોડાક્ષર નથી આવી કૃતિ કવિતા બહુ કવચિત જ મળે છે

પ્રશ્ન ૨–"સંસારદાવા"ને ટૂંકમા સમજાવો

ઉત્તર —તેની પહેલી ગાથામા પ્રભુશ્રી મહાવીરદેવની સ્તુતિ છે, બાકીની ત્રણ ગાથાઓમા અનુક્રમે સર્વજિન, જિનાગમ અને શાસનદેવીની સ્તુતિઓ છે

પ્રશ્ન ૩–સંસારદાવા સૂત્ર ક્યારે બોલાય?

ઉત્તર —પ્રાય અષ્ટમીને દિવસે પ્રતિક્રમણમા થોય તરીકે આ સ્તુતિ બોલાય છે પાક્ષિક વિગેરે મોટા પ્રતિક્રમણોમા સજ્ઝાય તરીકે તે બોલાય છે સ્ત્રીઓ પ્રતિક્રમણમા રોજ 'નમોઽસ્તુ'ના બદલે પણ તે બોલે છે

પ્રશ્ન ૪–અહીં શ્રુતદેવીને નમસ્કાર કેમ કર્યો?

ઉત્તર —આ સ્તુતિમા દેવીને નમસ્કાર કરાયો નથી સાધુમુનિરાજો અવિરતિવાળી દેવીને નમવાની સ્તુતિ પ્રતિક્રમણમા બોલી શકે નહીં આ દેવી વરદાન આપી શકે છે તેથી તેની પાસે અહીં તો માત્ર મુક્તિ સુખ મળે, તે માટે પ્રાર્થના કરી છે એ રીતે ચોથી થોય પૂ સાધુ-સાધ્વીજી મહારાજો પણ બોલી શકે છે, એમ શાસ્ત્રોમા વિધાન છે

✽ ✽ ✽

# મૂળ સૂત્રો

## ૧. શ્રી નવકાર મંત્ર.

નમો અરિહંતાણં નમો સિદ્ધાણં નમો આયરિયાણં નમો ઉવજ્ઝાયાણં નમો લોએ સવ્વસાહૂણં, એસો પંચ નમુક્કારો સવ્વ પાવપ્પણાસણો મંગલાણં ચ સવ્વેસિં પઢમં હવઇ મંગલં.

## ૨. શ્રી પંચિંદિય સૂત્ર.

પંચિંદિય સંવરણો તહ નવવિહ બંભચેર ગુત્તિધરો, ચઉવિહ કસાયમુક્કો ઇય અટ્ઠારસ ગુણેહિં સંજુત્તો. (૧) પંચ મહવ્વયજુત્તો પંચ વિહાયાર પાલણ સમત્થો, પંચ સમિઓ તિગુત્તો છત્તીસ ગુણો ગુરુ મજ્ઝ (૨)

## ૩. શ્રી ખમાસમણ સૂત્ર.

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મત્થએણ વંદામિ

૪. શ્રી ઇચ્છકાર સૂત્ર.

ઇચ્છકાર સુહરાઇ (સુહદેવસિ) સુખ તપ, શરીર નિરાબાધ સુખ સંજમજાત્રા નિર્વહો છો જી? સ્વામિ! શાતા છે જી? ભાતપાણીનો લાભ દેજો જી.

પ. શ્રી ઇરિયાવહી સૂત્ર.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ઇરિયાવહિયં પડિક્કમામિ? ઇચ્છં. ઇચ્છામિ પડિક્કામિઉં ઇરિયાવહિયાએ વિરાહણાએ ગમણાગમણે પાણક્કમણે બીઅક્કમણે હરિયક્કમણે ઓસા-ઉત્તિંગ-પણગ-દગ-મટ્ટી-મક્કડાસંતાણા-સંકમણે જે મે જીવા વિરાહિયા, એગિંદિયા, બેઇંદિયા, તેઇંદિયા, ચઉરિંદિયા, પંચિંદિયા, અભિહયા, વત્તિયા, લેસિયા, સંઘાઇયા, સંઘટ્ટિયા, પરિયાવિયા, કિલામિયા, ઉદ્દવિયા ઠાણાઓ ઠાણં સંકામિયા, જીવિયાઓ વવરોવિયા તસ્સ મિછામિ દુક્કડં.

### ૬. શ્રી તસ્સ ઉત્તરી સૂત્ર.

તસ્સ ઉત્તરીકરણેણં પાયચ્છિત્તકરણેણં વિસોહીકરણેણં વિસલ્લીકરણેણં પાવાણં કમ્માણં નિગ્ઘાયણટ્ઠાએ ઠામિ કાઉસ્સગ્ગં.

### ૭. શ્રી અન્નત્થ સૂત્ર.

અન્નત્થ ઊસસિએણં નીસસિએણં ખાસિએણં છીએણં જંભાઇએણં ઉડ્ડુએણં વાયનિસગ્ગેણં ભમલીએ પિત્તમુચ્છાએ સુહૂમેહિં અંગસંચાલેહિં, સુહૂમેહિં ખેલસંચાલેહિં, સુહૂમેહિં દિટ્ઠિસંચાલેહિં, એવમાઇએહિં આગારેહિં અભગ્ગો અવિરાહિઓ હુજ્જ મે કાઉસ્સગ્ગો જાવ અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં ન પારેમિ તાવ કાયં ઠાણેણં મોણેણં ઝાણેણં અપ્પાણં વોસિરામિ.

## ૮. શ્રી લોગસ્સ સૂત્ર.

લોગસ્સ ઉજ્જોઅગરે ધમ્મતિત્થયરે જિણે, અરિહંતે કિત્તઇસ્સં ચઉવીસંપિ કેવલી (૧). ઉસભમજિઅં ચ વંદે સંભવમભિણંદણં ચ સુમઇં ચ પઉમપ્પહં સુપાસં જિણં ચ ચંદપ્પહં વંદે (૨). સુવિહિં ચ પુપ્ફદંતં સીઅલ સિજ્જંસ વાસુપુજ્જં ચ વિમલમણંતં ચ જિણં ધમ્મં સંતિં ચ વંદામિ (૩). કુંથું અરં ચ મલ્લિં વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ, વંદામિ રિટ્ઠનેમિં પાસં તહ વદ્ધમાણં ચ (૪) એવં મએ અભિથુઆ વિહૂયરયમલા પહીણજરમરણા ચઉવીસંપિ જિણવરા તિત્થયરા મે પસીયંતુ (૫). કિત્તિય વંદિય મહિયા જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા, આરુગ્ગ બોહિલાભં સમાહિવરમુત્તમં દિંતુ (૬) ચંદેસુ નિમ્મલયરા આઇચ્ચેસુ અહિયં પયાસયરા

સાગરવરગંભીરા સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ (૭).

(૯) શ્રી કરેમિ ભંતે સૂત્ર.

કરેમિ ભંતે સામાઈયં, સાવજ્જં જોગં પચ્ચક્ખામિ, જાવ નિયમં પજ્જુવાસામિ, દુવિહં તિવિહેણં મણેણં વાયાએ કાએણં, ન કરેમિ ન કારવેમિ તસ્સ ભંતે પડિક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ.

૧૦. શ્રી સામાઇયવયજુત્તો સૂત્ર.

સામાઇયવયજુત્તો જાવ મણે હોઇ નિયમસંજુત્તો, છિન્નઈ અસુહં કમ્મં સામાઈય જત્તિઆ વારા (૧). સામાઇયમ્મિ ઉ કએ સમણો ઇવ સાવઓ હવઇ જમ્હા, એએણ કારણેણં બહુસો સામાઇયં કુજ્જા (૨). સામાયિક વિધિએ લીધું, વિધિએ પાર્યું, વિધિ કરતાં જે કોઇ અવિધિ હુઇ હોય,

તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં. ૧૦ મનના, ૧૦ વચનના, ૧૨ કાયાના એવં ૩૨ દોષ માંહે જે કોઈ દોષ લાગ્યો હોય, તે સવિહું મન, વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં.

૧૧. શ્રી જગચિંતામણિ સૂત્ર

જગચિંતામણિ! જગનાહ! જગગુરુ! જગરક્ખણ! જગબંધવ! જગસત્થવાહ! જગભાવવિઅક્ખણ! અટ્ઠાવય સંઠવિઅ રુવ કમ્મટ્ઠ વિણાસણ ચઉવીસંપિ જિણવર જયંતુ, અપ્પડિહયસાસણ (૧). કમ્મભૂમિહિં કમ્મભૂમિહિં પઢમસંઘયણિ ઉક્કોસય સત્તરિસય જિણવરાણ વિહરંત લબ્ભઇ

કોડિહિં કેવલીણ કોડિ સહસ્સ નવ હુ ગમ્મઇ સંપઈ જિણવર વીસ મુણિ બહુ કોડિહિં વરનાણ સમણહ કોડિ

સહસ્સદુઅ · થુણિજ્જઈ નિચ્ચ - વિહાણિં (૨). જયઉ સામિય! જયઉ સામિય! રિસહ! સત્તુંજિ, ઉજ્જિતિ પહુ નેમિ-જિણ, જયઉ વીર! સચ્ચઉરિમંડણ, ભરુઅ-ચ્છહિં-મુણિસુવ્વય! મુહરિપાસ! દુહદુરિઅખંડણ અવર વિદેહિં તિત્થયરા ચિહું, દિસિ વિદિસિ જિંકેવિ તીઆણાગય-સંપઈઅ-વંદું જિણ સવ્વેવિ. (૩). સત્તાણુવઈ સહસ્સા લક્ખા છપ્પન્ન અટ્ઠ કોડિઓ બત્તીસય બાસિયાઈ તિઅલોએ ચેઇએ વંદે (૪). પન્નરસ કોડિ સયાઇ કોડિ બાયાલ લક્ખ અડવન્ના છત્તીસ સહસ્સ અસીઇં સાસયબિંબાઈ પણુમામિ (૫).

## ૧૨. શ્રી જંકિંચિ સૂત્ર.

જંકિંચિ નામતિત્થં સગ્ગે પાયાલિ

માણુસ્સે લોએ, જાઈં જિણબિંબાઈં તાઈં સવ્વાઈં વંદામિ.

૧૩. શ્રી નમુત્થુણં સૂત્ર.

નમુત્થુણં અરિહંતાણં ભગવંતાણં (૧) આઈગરાણં તિત્થયરાણં, સયંસંબુદ્ધાણં (૨) પુરિસુત્તમાણં, પુરિસસીહાણં પુરિસવર પુંડરીઆણં પુરિસવરગંધહત્થીણં (૩). લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિયાણં, લોગપઈવાણં, લોગપજ્જોઅગરાણં (૪). અભયદયાણં, ચક્ખુદયાણં, મગ્ગદયાણં, સરણદયાણં, બોહિદયાણં (૫) ધમ્મદયાણં, ધમ્મદેસયાણં, ધમ્મનાયગાણં, ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં (૬). અપ્પડિહયવરનાણદંસણધરાણં, વિયટ્ટછઉમાણં (૭). જિણાણં જાવયાણં, તિન્નાણં તારયાણં, બુદ્ધાણં બોહયાણં, મુત્તાણં મોઅગાણં (૮) સવ્વ-

ન્નૂણં સવ્વદરિસીણં સિવમયલમરૂઅ-
મણંતમક્ખયમવ્વાબાહમપુણરાવિત્તિ સિ-
દ્ધિગઈ નામધેયં ઠાણં સંપત્તાણં નમો
જિણાણં જિઅભયાણં (૯). જે અ અઈઆ
સિદ્ધા જે અ ભવિસ્સંતિણાગએ કાલે,
સંપઇ અ વટ્ટમાણા સવ્વે તિવિહેણ
વંદામિ (૧૦).

### ૧૪. શ્રી જાવંતિ ચેઇઆઈં સૂત્ર.

જાવંતિ ચેઈઆઈં ઉડ્ઢે અ અહે અ તિરિ-
અલોએ અ સવ્વાઈં તાઇં વંદે ઈહ સંતો
તત્થ સંતાઇં.

### ૧૫. જાવંત કે વિ સાહૂ સૂત્ર.

જાવંત કે વિ સાહૂ ભરહેરવયમહાવિદેહે
અ, સવ્વેસિં તેસિં પણઓ તિવિહેણ તિદંડ-
વિરયાણં.

### ૧૬. પંચ પરમેષ્ઠિ નમસ્કાર સૂત્ર.

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ.

૧૭. શ્રી ઉવસગ્ગહરં સ્તોત્ર.

ઉવસગ્ગહરં પાસં પાસં વંદામિ કમ્મઘણ-મુક્કં, વિસહરવિસનિન્નાસં મંગલકલ્લાણ-આવાસં (૧). વિસહરફુલિંગમંતં, કંઠે ધારેઇ જો સયા મણુઓ, તસ્સ ગહ રોગ-મારી દુટ્ઠ જરા જંતિ ઉવસામં (૨). ચિટ્ઠઉ દૂરે મંતો તુજ્ઝ પણામો વિ બહુફલો હોઈ, નરતિરિએસુ વિ જીવા પાવંતિ ન દુક્ખ દોગચ્ચં (૩). તુહ સમ્મત્તે લદ્ધે ચિંતામણિ-કપ્પપાયવબ્ભહિએ, પાવંતિ અવિગ્ઘેણં જીવા અયરામરં ઠાણં (૪). ઇઅ સંથુઓ મહાયસ! ભત્તિબ્ભર નિબ્ભરેણ હિયએણ, તા દેવ! દિજ્જ બોહિં ભવે ભવે પાસ, જિણચંદ! (૫).

૧૮. શ્રી જય વીયરાય સૂત્ર.

જય વીયરાય! જગગુરુ! હોઉ મમં તુહ પભાવઓ ભયવં! ભવનિવ્વેઓ મગ્ગાણુ-

સારિયા ઇટ્ઠફલસિદ્ધિ (૧). લોગવિરુદ્ધચ્ચાઓ ગુરુજણપૂઆ પરત્થકરણં ચ. સુહગુરુજોગો તવ્વયણસેવણા આભવમખંડા (૨). વારિજ્જઇ જઇ વિ નિયાણબંધણં વીયરાય! તુહ સમયે, તહવિ મમ હુજ્જ સેવા, ભવે ભવે તુમ્હ ચલણાણં (૩). દુક્ખક્ખઓ કમ્મક્ખઓ સમાહિમરણં ચ બોહિલાભો અ સંપજ્જઉ મહ એઅં તુહનાહ! પણામકરણેણં (૪). સર્વમંગલમાંગલ્યં, સર્વકલ્યાણકારણં પ્રધાનં સર્વધર્માણાં જૈનં જયતિ શાસનં (૫).

૧૯. શ્રી અરિહંતચેઇઆણં સૂત્ર.

અરિહંતચેઇઆણં, કરેમિ કાઉસ્સગ્ગં (૧). વંદણવત્તિયાએ, પૂઅણવત્તિયાએ, સક્કારવત્તિયાએ, સમ્માણવત્તિયાએ, બોહિલાભવત્તિયાએ, નિરુવસગ્ગવત્તિ-

યાએ (૨). સદ્ધાએ, મેહાએ, ધીઇએ, ધારણાએ, અણુપ્પેહાએ, વડ્ઢમાણીએ ઠામિ કાઉસ્સગ્ગં. (અન્નત્થ).

૨૦ શ્રી કલ્લાણકંદં સૂત્ર.

કલ્લાણકંદં પઢમં જિણિંદં સંતિં તઓ નેમિજિણં મુણિંદં, પાસં પયાસં સુગુણિક્કઠાણં ભત્તીઈ વંદે સિરિવદ્ધમાણં (૧). અપાર સંસારસમુદ્દપારં પત્તા સિવં દિંતુ સુઇક્કસારં, સવ્વે જિણિંદા સુરવિંદવંદા કલ્લાણવલ્લીણવિસાલકંદા (૨). નિવ્વાણમગ્ગે વરજાણકપ્પં પણાસિયાસેસકુવાઇદપ્પં, મયં જિણાણં સરણં બુહાણં નમામિ નિચ્ચં તિજગપ્પહાણં (૩) કુંદિંદુગોક્ખીરતુસારવન્ના સરોજહત્થા કમલે નિસન્ના, વાએસિરી પુત્થયવગ્ગહત્થા સુહાય સા સયા પસત્થા (૪).

૨૧. શ્રી સંસારદાવાનલ સ્તુતિ.

સંસારદાવાનલદાહનીરં સંમોહધૂલી-

હરણેસમીરં, માયારસાદારણુસારસીરં નમામિ વીરં ગિરિસારધીરં (૧). ભાવાવનામસુરદાનવમાનવેન-ચૂલાવિલોલકમલાવલિમાલિતાનિ, સંપૂરિતાભિનતલોકસમીહિતાનિ, કામં નમામિ જિનરાજપદાનિ તાનિ (૨). બોધાગાધં સુપદપદવીનીરપૂરાભિરામં જીવાહિંસાવિરલલહરીસંગમાગાહદેહં, ચૂલાવેલં ગુરુગમમણિસંકુલં દૂરપારં સારં વીરાગમજલનિધિં સાદરં સાધુ સેવે (૩). આમૂલાલોલધૂલીબહુલપરિમલાલીઢલોલાલિમાલા, ઝંકારારાવસારામલદલકમલાગારભૂમિનિવાસે! છાયાસંભારસારે! વરકમલકરે! તારહારાભિરામે! વાણિસંદોહદેહે! ભવવિરહવરં દેહિ મે દેવિ! સારમ્ (૪).

ઇતિ પ્રથમ વિભાગ સમાપ્ત

શ્રી દેવાનંદા બ્રાહ્મણીને ત્યાં ૮૨ દિવસ ભગવાન મહાવીરે ગર્ભમ રહેવારૂપે ભોગવ્યું.

ચોથે ભવે પાંચમા દેવલોકે ૧૦ સાગરોપમના આયુષ્યવાળ દેવ થયા.

પાંચમા ભવે કોટલાક ગામમાં કૌશિક નામે ત્રિદંડી થયા. ત્યાંથી સ્થુણા નગરીમાં ૭૨ લાખ પૂર્વના આયુષ્યવાળા પુષ્પ બ્રાહ્મણ તરીકે છઠ્ઠે ભવે થયા

સાતમે ભવે સૌધર્મ દેવલોકમા દેવ થયા.

આઠમે ભવે ૬૦ લાખ પૂર્વના આયુષ્યવાળા અગ્નિદ્યોત નામે ત્રિદંડી થયા

નવમે ભવે ઇશાન દેવલોકમાં દેવ થયા.

દશમે ભવે મંદર ગામે ૫૬ લાખ પૂર્વના આયુષ્યવાળા અગ્નિભૂતિ નામે ત્રિદંડી થયા.

અગ્યારમે ભવે સનત્કુમાર નામના દેવલોકમા દેવ થયા

બારમે ભવે શ્વેતાંબી નગરીમાં ૪૪ લાખ પુર્વના આયુષ્ય વાળા ભારદ્વાજ નામના ત્રિદંડી થયા

તેરમે ભવે માહેન્દ્ર દેવલોકમા દેવ થયા

ચૌદમા ભવે રાજગૃહી નગરીમાં ૩૪ લાખ પૂર્વના આયુષ્ય વાળા ત્રિદંડી થયા

પંદરમા ભવે પાંચમા બ્રહ્મ દેવલોકમા દેવ થયા ત્યારબાદ ઘણો સંસાર ભમીને નાના નાના જન્મો ઘણા કર્યા

પછી સોળમા ભવે વિશ્વભૂતિ નામે રાજકુમાર થયા ભૂતિ નામના ગુરુમહારાજની પાસે દીક્ષા લીધી (તપ કરતા કરતા એક વખત કરેલ તપના બદલામા બળ માગ્યુ. અણસણ કરી તપ વેચ્યું ને નિયાણું કર્યું. તેથી ૧૮ મા ભવે વાસુદેવ થયા.)

સત્તરમા ભવે મહાશુક્ર નામના દેવલોકમાં દેવ થયા.

અઢારમા ભવે પોતનપુરીમાં ૮૪ લાખ પૂર્વના આયુષ્યવાળા ત્રિપૃષ્ઠ વાસુદેવ થયા. આ ભવમાં મામૂલી ભૂલના કારણે ગીતના શોખીન નોકરના કાનમાં નોકર પાસે તપાવેલું સીસું રેડાવ્યું. તે કર્મનો ઉદય તીર્થંકરના ભવમાં ગોવાળીઆએ કાનમાં ખીલા ઠોકયા એ કઠોરરૂપે આવ્યો.

ઓગણીસમા ભવે સાતમી નારકીમાં ૩૩ સાગરોપમના દુઃખો ભોગવીને, વીશમે ભવે સિંહ થયા.

એકવીશમે ભવે ચોથી નારકીએ ગયા. પછી વચ્ચે વચ્ચે ઘણા નાના નાના તિર્યંચાદિના ભવોમાં ભમ્યા.

બાવીશમા ભવે મનુષ્ય થયા.

ત્રેવીશમા ભવે મૂકા નામની નગરીમાં ૮૪ લાખ પૂર્વના આયુષ્યવાળા પ્રિયમિત્ર ચક્રવર્તી થયા. ત્યાં શ્રી પોટ્ટિલાચાર્યજી પાસે દીક્ષા લીધી, ને ક્રોડ વર્ષનું ચારિત્ર પાળીને ચોવીશમા ભવે મહાશુક્ર નામના દેવલોકે દેવ થયા.

પચ્ચીશમા ભવે જંબુદ્વીપના જ ભરતક્ષેત્રમાં છત્રિકા નગરીમાં ૨૫ લાખ વર્ષના આયુષ્યવાળા નંદન નામે રાજપુત્ર થયા. ત્યાં દીક્ષા લઈને જાવજ્જીવ માસખમણથી વીશ સ્થાનકનું તપ કર્યું. એક લાખ વર્ષનું ચારિત્ર પાળીને તીર્થંકરનામકર્મ નિકાચ્યું. આ તપમાં ૧૧,૮૦,૬,૪૫ માસ ખમણકર્યાં.

છવ્વીશમા ભવે દશમા પ્રાણત દેવલોકમાં પુષ્પોત્તર વિમાનમાં ૨૦ સાગરોપમની સ્થિતિવાળા દેવ થયા.

સત્તાવીશમા ભવે તો સાક્ષાત્ ૨૪મા તીર્થપતિ ભગવાન મહાવીરદેવ થયા. તીર્થંકર થઈ શાસન સ્થાપી, અનંતા જન્મો-જન્મના ફેરા મિટાવી મોક્ષે ગયા.

卐 卐 卐

# આદર્શ જીવનચરિત્ર.

પુરિસાદાનીય શ્રી પાર્શ્વનાથ ભગવાનના પછી અઢીસો વર્ષના આંતરે ઇ. સ. પૂર્વે ૫૯૮ના ચૈત્ર શુ તેરસને મગધદેશના મગધ પ્રભાને ક્ષત્રિયકુંડનગરના મહારાજાધિરાજ શ્રી સિદ્ધાર્થની આદર્શ ભાર્યા મહારાણી ત્રિશલાદેવીની પવિત્રકૂખે ઉત્તમ ચૌદ ઘડીએ ગભીર અર્થસૂચક ૧૪ સ્વપ્નોથી સૂચિત અનુપમ કાન્તિવાળા પુત્રરત્નનો જન્મ થયો પુત્ર જન્મ થતાની સાથે જ નારકીઓમાં પણ અજવાળા અજવાળા થઈ ગયા ૫૬ દિક્કુમારિકાઓ પ્રભુ સેવાનો અમૂલ્ય લ્હાવો લેવા આવી પહોંચી દેવરાજ શ્રી સૌધર્મેન્દ્રનુ આસન કંપાયમાન થતા જ ઇન્દ્ર મહારાજ પણ સપરિવાર અપૂર્વ ભક્તિનો લાભ લેવા સેવામા હાજર થયા માતા તથા પ્રભુને વિનયપૂર્વક વંદન કરી, માતાજી પાસે પ્રભુનું પ્રતિબિંબ મૂકી, માતાજીની આજ્ઞા લઈ, સ્નાન મહોત્સવ ઉજવવા ભગવતને મેરુ પર્વત ઉપર લઈ ગયા ત્યા અનેક પ્રકારના તીર્થ જળોથી પ્રભુને સ્નાન કરાવી, માતા પાસે મૂકીને નંદીશ્વર દ્વીપે આનંદોત્સવ ઉજવી, દેવદેવીઓ સ્વસ્થાનકે ગયા સિદ્ધાર્થ રાજાએ પણ પુત્ર જન્મોત્સવ એવો ઉજવ્યો કે બધાને એમ લાગતુ કે જાણે ધરતી પર નાનકડુ સ્વર્ગ જ ખડુ થયુ છે જન્મોત્સવ એવો સુંદર ઉજવાયો કે સારાયે નગરમા આનંદ આનંદની છોળો ઉઠી, અને સિદ્ધાર્થરાજાએ લોકોને દાન આપી દારિદ્ર્ય દૂર કર્યું

ભગવતનુ નામ શ્રી વર્ધમાનકુમાર પાડવામા આવ્યુ ગુણોના સ્વયપ્રતાપી તેજથી અને પરિબળોથી સાર્થક ઇન્દ્રે આપેલુ ઉપનામ 'મહાવીર" પણ લોકોના મુખેથી ગાયુ

વર્ધમાનકુમાર રાજકુમારો સાથે ગામના પાદરે ઘણી વાર રમવા માટે જતા. એક દિવસ વર્ધમાનકુમારના બળની પરીક્ષા

કરવા માટે એક દેવે પ્રભુને બીવરાવવા ભયંકર સાપનું રૂપ ધારણ કર્યું. તે વખતે ગભરાયા વગર વર્ધમાનકુમારે સાપને ઉંચકીને ફેંકી દીધો, તેથી "મહાવીર" કહેવાયા. ફરી બાલક્રીડા કરતાં કુમારને તે દેવે ખભા પર બેસાડયા. તે દેવે દિવ્યશક્તિથી પોતાનું સ્વરૂપ વધારવા માંડયું. તે જોઇને વર્ધમાનકુમારે તેની ગરદન ઉપર એવો તો જોરથી સખત મુક્કો માર્યો કે તે દેવે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરી બધાં રાજકુમારો સમક્ષ નમ્રતાથી પ્રભુજી પાસે પોતાનાથી થએલ ભૂલની માફી માગી.

વિદ્યાભ્યાસને યોગ્ય વય થતાં, સિદ્ધાર્થ રાજાએ મહાન સમારોહપૂર્વક સારા મુહૂર્તે, શુભ ચોઘડીએ, વર્ધમાનકુમારને અભ્યાસ કરવા નિશાળે બેસાડયા. શિક્ષકને સારી નવાજેશ કરી, અને નિશાળના છોકરાઓને પણ સારા સારા ઈનામો ને મીઠાઇઓ આપી ખુશખુશાલ કરાવ્યા. શિક્ષકના મનમાં ભણાવવાના મનોરથો ઘણા હતા, પણ જ્ઞાનીને વળી શિખવાનું શુ હોય? પ્રભુની એ રીતે થતી લઘુતા ટાળવા માટે ઇન્દ્ર બ્રાહ્મણના વેશમાં ત્યાં આવ્યા અને પંડિત (શિક્ષક)ના મનની શંકાઓ દૂર કરી. તે જ સમયે શ્રી વર્ધમાનકુમારે "જૈનેન્દ્ર" વ્યાકરણની રચના કરી.

કર્મની અટલ અને અકલ સત્તામાંથી કોણ મુક્ત રહ્યું છે? એક દિવસ માતપિતાના ખૂબ આગ્રહથી યશોદા નામની સુલક્ષણવંતી રાજકુમારિકા સાથે વર્ધમાનકુમારનું ભોગાવલિ કર્મના ઉદયે પાણીગ્રહણ થયું. વિરાગી પ્રભુ જાણતા હતા, કે "સર્વવિરતિ અંગિકાર કર્યા સિવાય મોક્ષ મળનાર જ નથી;" તેથી લગ્ન કર્યા છતાં પણ સંસારના વિષયવર્ધક રંગરાગમાં તેઓ રાચ્યા નહીં અને નિર્લેપપ્રાય રહ્યા. તેમને એક પુત્રી થઈ, તેનું નામ પ્રિયદર્શના હતું.

અઠ્ઠાવીશ વર્ષની વયે માતાપિતાનો વિયોગ થયો. આખુંય નગર શોકસાગરમાં ડૂબી ગયું. વર્ધમાનસ્વામીએ જ્યેષ્ઠબંધુ મહા-

રાજા નંદિવર્ધનને શરીરની ક્ષણભંગુરતા અને આત્માની અમરતા સમજાવીને શોક હળવો કર્યો. "માતાપિતા જીવતા હોય, ત્યાં સુધી મારે દીક્ષા લેવી નહીં;" તેના માતાપિતા પ્રત્યેના અથાગ મોહને અંગે લીધેલો ગર્ભ વખતનો અભિગ્રહ પૂર્ણ થયો હોવાથી જ્યેષ્ઠબંધુનું વિયોગ દુઃખ હળવું થયા પછી, તેમની પાસે ચારિત્ર અંગિકાર કરવાની રજા માંગી. નંદિવર્ધનની ઘણી સમજાવટથી બે વર્ષ સંસારમાં રહી મહાવીર પ્રભુએ છેલ્લું એક વર્ષ છૂટે હાથે વરસીદાન આપી, દાનના ઝરણાં વહેવડાવ્યાં. વર્ધમાનકુમાર સંસાર છોડી દીક્ષા લેવા તૈયાર થયા, એટલે તે દીક્ષામહોત્સવ મહારાજા નંદિવર્ધને ખૂબ જ ધામધૂમથી ને આનંદોત્સાહપૂર્વક ઉજવ્યો, તેમાં ઇન્દ્રોએ સંપૂર્ણ સાથ આપ્યો.

રાજમહેલથી દીક્ષાનો મોટો ભવ્ય વરઘોડો નિકળી નગરમાં ફર્યો. જેમાં દેવદેવેન્દ્રો, વિદ્યાધરો, નરનારીઓ. વિગેરે હર્ષઘેલા થઈ જઈ રહ્યા હતાં. જેમા ઘોડાઓ, હાથીઓ, પાલખીઓ, રથ વિગેરે અપરંપાર સાજ યોજવામાં આવ્યો હતો. જાતજાતના વાજીંત્રોના નાદોના ગુંજારવોથી પ્રેક્ષકોના હૃદય ડોલી જતા હતા. વરઘોડાને મોખરે ઇન્દ્રધ્વજ ચાલતો હતો. મધ્યમાં એક સુશોભિત પાલખીમાં વર્ધમાનકુમાર શોભતા હતા. શી તેમની અજબ કાંતિ? શી તેમની શોભા? સુંદર વસ્ત્રાભૂષણો પ્રભુએ પહેર્યાં હતાં. ચંદનાદિ સુગંધિત દ્રવ્યોના વિલેપનથી ચારેકોર સુગંધિ પ્રસરતી હતી. લાખો અને ક્રોડો માનવીઓ ચોમેર ટોળે વળ્યાં હતાં. વરઘોડો નગરમા ફરી નગર બહાર આવેલા એક વૃક્ષની નીચે ઉતર્યો.

કારતક વદ ૧૦ ને દિવસે ચોથા પ્રહરમાં પરિવાર સહિત . રાજા તથા દેવદેવેન્દ્રો અને મનુષ્યગણની હાજરી વચ્ચે ઉત્સાહપૂર્વકના અજોડ સમારોહ સાથે ત્રીસ વર્ષની ઉંમરે ઉદ્યાનમાં શ્રી વર્ધમાનસ્વામીએ સ્વયં પંચમુષ્ટિ લોચ કરી,

આત્મકલ્યાણ કરાવનારી, જન્મોજન્મના ફેરા ટાળતી, અને સિદ્ધગતિના અનુપમ શાશ્વત ધામને પ્રાપ્ત કરાવતી ભાગવતી દીક્ષા અંગીકાર કરી.

ક્ષત્રિયકુંડ નગરની ભાગ્યશાળી જનતા દીક્ષાની સુંદર વિધિ નિહાળીને મહાવીર પ્રભુને અનેકવાર ધન્યવાદ આપીને વંદના કરવા લાગી મહાવીર પ્રભુએ સર્વની વિદાય ઝીલી, વનના વિકટ ને ભયંકર રસ્તે નિર્ભયપણે એકલા પ્રયાણ કર્યું.

વિદાય આપતાં તો આપી, પણ મહાવીર પ્રભુના બંધુવર્ગની વહેતી આંખોમાંથી બંધુવિયોગનાં ઝળઝળિયાં વહેવા લાગ્યાં. સમગ્ર જનતાની પણ આંખો અશ્રુભીની થઇ ને હૈયાં ભરાઈ ગયાં, પરંતુ ફક્ત જીવમાત્રના કલ્યાણ કરનાર એક પરમોચ્ચ શાસનની ખાતર સર્વ નભાવી લઈ વીલામુખે નંદિવર્ધનરાજા અને પ્રજા પાછા વળ્યા.

ભગવાન શ્રી મહાવીરદેવે ચારિત્ર લીધા બાદ શરીરને પારકું માની કમકમાટી ઉપજાવે તેવા દેવદેવીઓના, મનુષ્યોના ને પશુઓના વિકટમા વિકટ ઉપસર્ગો સમભાવથી સહન કરતાં કરતાં ગ્રામાનુગ્રામ વિચરી, અન તો ઉપકાર કરી ભવ્યજીવોને સન્માર્ગમાં સ્થિર કર્યા.

એક વખતે મોરાક ગામથી વિહાર કરી ભગવાન શ્વેતાંબી નગરની તરફ વિચરી રહ્યા હતાં ત્યારે માર્ગમાં ગોવાળીયા મળ્યા તેઓએ મહાવીર પ્રભુને વિનમ્રભાવે વિનતિ કરતાં કહ્યું કે-"હે સ્વામી ? આપ જે માર્ગે જઈ રહ્યા છે, તે માર્ગ જો કે શ્વેતાંબી તરફ સીધો જાય છે, પરંતુ રસ્તામા કનકખલ નામે તાપસોનું એક આશ્રમસ્થાન આવે છે, ત્યાં ચંડકૌશિક નામે એક ભયંકર દૃષ્ટિવિષ સર્પ રહે છે. તેણે ઘણાં આત્માઓના પ્રાણ લીધાં છે, તો આપને તે તરફ જવાની જરૂર નથી" પરંતુ કરુણાનિધિ

ભગવંતે તો આશા રાખી હતી, કે "એ સર્પ જરૂર સુધરશે," અને તેથી તેને સુધારવા માટે લોકોના તે શબ્દોનો ખ્યાલ કર્યા વિના ઉપકારક પ્રભુએ તે ભયંકર વનના માર્ગે નિર્ભયપણે પ્રયાણ કર્યું.

ચાલતાં ચાલતાં અઘોર જંગલની મધ્યમાં કરૂણાનિધિ પ્રભુ આવી પહોંચ્યા. પુષ્કળ ગીચ ઝાડીઓ, અસંખ્ય વેલડીઓથી વીંટાયેલી હતી. તેમાં વળી એક મોટા ઝાડની બખોળમાં એક મોટો રાફડો હતો. રાફડામાંથી ફૂં..... ઉં.......ઉં.......ઉં...., ફૂં .....ઉં......ઉં, એવા ભીષણ ફૂંફાડાનો અવાજ આવવા લાગ્યો. ફૂંફાડાથી આસપાસનું વાતાવરણ વિષમય બની ગયું. લીલાંછમ નાનાં ઝાડો, તેના કૂણાં પાંદડાં પણ વિષમય બની ગયાં. કારણ કે એ દષ્ટિવિષવાળો ભયંકર સર્પ હતો. તેની નજર પડતાં જ ઝેરથી બધું નષ્ટ થઈ જતું. આસપાસ રહેતાં કેટલાંએ નિરપરાધી નાનાં મોટાં જંતુઓ મરણને શરણ થયા. કોઈ માનવી મારી પાસે આવ્યો છે, એમ જાણીને તે ક્રૂર સર્પ ક્રોધાવેશમાં બહાર આવ્યો. બહાર આવતાં વેંત જ કરૂણાનિધિ દયાળુ મહાત્મા તરફ જોરથી ફૂંફાડા મારતો ધસ્યો.

યોગનિષ્ઠ પ્રભુ તો ક્યારના ય રાફડા પાસે ધ્યાનમાં સ્થિર થઈ ગયા હતા. પોતાના અનેકવારના વિષમય ફૂંફાડાની જરા પણ અસર ન થવાથી, ક્રોધનો પાર ન રહ્યો એકદમ ધસમસી ને સમભાવી પ્રભુના પગમાં તીવ્ર ડંશ દીધો. એ યોગરાજ પ્રભુ તો ક્ષમા અને શાંતિના અવતાર હોઈ, ચલાયમાન થયા જ નહીં. એમને ન થઇ ડંશની અસર, કે ન ચડ્યું ઝેર. એટલે ચંડકૌશિયાએ વધુ ક્રોધના આવેશમાં આવીને ભગવંતને બીજા થોડા ડંશ પણ દીધા, છતાં પણ નિષ્ફળતા મળી. સર્પડંશથી પગમાં લાલ લોહી નીકળતું જોઈએ, તેના બદલે મધુર અમૃત જેવું ઝરતું

દૂધ દેખાયું, તે જોઇને ચંડકૌશિકને આશ્ચર્ય થયું: હમણાં પડશે...હમણાં પડશે...એમ માનતો પોતાના ઉપર પ્રભુની કાયા ન પડે એવી રીતે ભયથી દૂર જાય, પાસે આવે, એમ વારંવાર કરતો એ ચંડકૌશિક, એ પછી તો તે મહાન્ ચમત્કારિક યોગીને એકીટસે જોઇ રહ્યો.

સર્પને આશ્ચર્યચકિત અને સ્તબ્ધ થએલ જોઈ યોગીશ્વર યોગ્ય સમય દેખી થોડા પણ બોધક શબ્દ બોલ્યાઃ—

"બૂઝ, બૂઝ, ચંડકૌશિક!"

આવા કર્ણપ્રિય અમૃતમય ચમત્કારિક શબ્દો સાંભળીને ચંડકૌશિક વધુ ચમકયો આકાશવાણી થઇ કે શું? તેને એમ લાગ્યું હતું કે, આ સામાન્ય માણસ હશે, પણ એ તો અજબ વિભૂતિ જણાઈ એટલામાં ફરીથી એનો એ જ શાંત અને સુમધુર સ્વર કર્ણ પર અથડાયો. હવે ચંડકૌશિક સમજ્યો કે આ શબ્દો મારા મહાન્ ઉપકારી બોલી રહ્યા છે તેણે ક્ષણભર ક્રોધને શાંત કર્યો ને વિચાર-સાગરમાં ડૂબી આત્મમંથન કરવું શરુ કર્યું. સત્ય સમજાયું કે આજ સુધીમા ક્રોધાવેશથી કરેલ અસંખ્ય પ્રાણીઓનો સંહાર કરીને મેં પાપના પોટલા ભેગા કર્યાં છે. હવે ને સર્પને પૂર્વે કરેલા હિંસામૂલક પાપોનો અત્યંત પશ્ચાત્તાપ થવા લાગ્યો. હૃદય ભરાઈ આવ્યું, આંખમાં અશ્રુની ધારા વહેવા લાગી. તેના અંતરમાં એ મહાન યોગીના પવિત્ર થવાના મંત્રાક્ષર જેવા શબ્દોની દિવ્ય મશાલની ચિનગારીથી ઉજ્જવળ જ્યોતિ પ્રગટી! અને હવેથી કોઇને પણ મારા તરફથી ઇજા ન થાય તે માટે સત્ય, અહિંસા, અને ક્ષમાનુ ઉત્તમ અણમોલ વ્રત મનમાંજ ગ્રહણ કરીને યોગીરાજના પગમા મસ્તક નમાવ્યું. તે ક્ષમાશીલ પરમેશ્વરને નમસ્કાર કરી રાફડામાં માત્ર મોં રાખી, આખું શરીર રાફડાની બહાર રાખી આત્મધ્યાનમાં સ્થિર થઇ

ગયો. ઉપકારી મહા પુરુષોની છાયા શું કામ કરે છે, તેનો આ નમૂનો છે.

દયાસિંધુ કરુણાવંત પ્રભુ મહાવીર દેવ ચંડકૌશિક ઉપર મહાન ઉપકાર કરી, પોતાનું ધારેલું કામ સફળ થએલું જાણી, ત્યાંથી વિહાર કરી ગયા, ચંડકૌશિકના જીવનમાં દિવ્ય ચમત્કાર જેવો અનેરો પલટો થઈ ગયો માર્ગભૂલા આત્માની સાન ઠેકાણે આવી. પરમદેવી આત્માની શીતળ છાયા પડવાથી સાપનું પણ ભલું થયું. એ દૃષ્ટિવિષ સર્પ જેવા ભયંકર પ્રાણીને પણ આત્મદમનનો માર્ગ જડયો. અને અજબ સહનશીલતાની તાકાત ઉત્પન્ન થઇ. પોતાની હિંમત, પોતાનું ધૈર્ય, પોતાનું આત્મ પરાક્રમ કેટલું છે તેની કસોટીનો અવસર આવેલો જાણી ચંડકૌશિકને આનંદ થયો. આવી પવિત્ર છાયા પાડનાર અને મંત્ર સંભળાવનાર એ યોગનિષ્ઠ ભગવાન શ્રી મહાવીરદેવને કોણ નમી ન પડે.

ધન્ય છે એ મહાપ્રતાપી યોગીશ્વરને! કે જેમણે એ રીતે ક્ષમાનો પાઠ શિખવાડી, અનેક જીવોના કલ્યાણની ખાતર પોતાના પ્રાણની પણ દરકાર કર્યા વિના, ઘોર જંગલમાં જઇ મહાન વિષધર ચંડકૌશિકને બૂઝવ્યો! કોટિશ વંદન હો એ પ્રતાપી નાથને! સર્પ હોવા છતાં અહિંસા અને ક્ષમાના પરમપવિત્ર માર્ગે પ્રયાણ કરાવનાર એવા ક્ષમાના ભંડાર શ્રી વીરપ્રભુના શરણને પામ્યો. એ ચંડકૌશિકને પણ ધન્ય હો!

સંગમ નામના અભવિ દુષ્ટ દેવે આપણાં આ ક્ષમાનાથ ભગવાન શ્રી મહાવીર દેવને ફક્ત એક જ રાત્રિમાં નાના મોટા ૨૦ મહાઉપસર્ગો કર્યા હતાં, કે જેનું વર્ણન સાંભળતાં આપણને આજે પણ ધ્રૂજારી છૂટી જાય ઇંદ્ર મહારાજે તે દુષ્ટ કામ માટે તેને શિક્ષા કરી, ત્યાંથી હાંકી કાઢયો

શ્રી મહાવીર પ્રભુ એક સમયે જંગલમાં કાઉસ્સગ્ગમાં ધ્યાનમગ્ન હતા, ત્યારે એક ગોવાળિયો ત્યાં આવી બળદોને પ્રભુ પાસે મૂકી ગયો બળદો તો ચરવા દૂર ચાલ્યા ગયા. થોડા વખત પછી ગોવાળિયો આવ્યો અને બળદોને ન જોતાં વનમાં શોધવા ગયો, પણ મળ્યા નહીં બીજે ચરીને પાછા આવેલા.બળદોને ફરી ભગવાન પાસે જોયા જાણવા છતાં મને આટલો રખડાવ્યો, એમ ધારીને રોષમાં ભરાઈને ધ્યાનસ્થ પ્રભુના કાનમાં ખીલા ઠોકી ઉપસર્ગ કર્યો, પરંતુ પ્રભુ તો ધ્યાનથી સ્હેજ પણ ડગ્યા નહિ. કેટલાક વખત બાદ લક્ષ દોગર્તા એક શ્રાવક ને એક વૈદ્યે કાનમાંથી ખીલા કાઢ્યા, તે વખતે ભગવાનથી દેહ સ્વભાવે ચીસ પડી ગઇ પૂર્વે ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવમાં ભગવાનના જીવે નોકરના કાનમાં તપેલા સીસાનો જે રસ રેડાવ્યો હતો તે કર્મનું ફળ ખીલા દ્વારા ભોગવવું પડ્યું. આ હકીકત આપણને શિખવાડે છે કે "કર્મના ઉદય વખતે રોવા કરતા કર્મ બાંધતા ખૂબ વિચાર કરવો. કારણ કે આ રીતે કર્મ સત્તા તીર્થંકર જેવા મહાન આત્માને પણ છોડતી નથી" પ્રભુના હૃદયમાં રાગ કે દ્વેષ કોઇના પ્રત્યે પણ ન હતો. ખીલાનો ઉપસર્ગ કરનાર પર ગુસ્સો ન કરતાં, સ્વયં શક્તિસંપન્ન હોવા છતાં કષ્ટો સહન કરીને ભગવાને સમતા રાખી તે જ પ્રભુની પૂર્ણતાનો જબ્બર નમૂનો છે.

આવી રીતે સમગ્ર ઉપસર્ગોને શ્રમણ ભગવાન મહાવીરદેવે નિર્ભીકપણે સહન કર્યા, ક્રોધરહિતપણે ખમ્યા, દીનતારહિતપણે અને કાયાની અડગ નિશ્ચલતા રાખી સહન કર્યા.

શ્રમણ ભગવાન શ્રી મહાવીર દેવે આ અંતિમ ભવમાં પણ દીક્ષા લીધા પછી અને કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું ત્યાં સુધી કાયાની પરાધીનતા ટાળવા માટે નીચે પ્રમાણે ઘોર તપશ્ચર્યાઓ સતત કરી હતી.

| મહિના | દિવસ | તપ | મહિના | દિવસ | તપ |
|---|---|---|---|---|---|
| ૬ | ૦ | ૧ વખત | ૧ | ૦ | ૧૨ વખત |
| | | | | ૧૫ | ૭૨ વખત |
| ૫ | ૨૫ | ૧ ,, | ૦ | ૧૦ | ૧ વખત (સર્વતોભદ્ર પ્રતિમા) |
| ૪ | ૦ | ૯ ,, | ૦ | ૪ | ૧ વખત (મહાભદ્ર પ્રતિમા) |
| ૩ | ૦ | ૨ ,, | ૦ | ૩ | ૧૨ વખત (અઠ્ઠમ) |
| ૨ | ૧૫ | ૨ ,, | ૦ | ૨ | ૧ વખત(ભદ્ર પ્રતિમા) |
| ૨ | ૦ | ૬ ,, | ૦ | ૨ | ૨૨૯ (છઠ્ઠ) |
| ૧ | ૧૫ | ૨ ,, | પારણા | . | ૩૪૯ |



એ પ્રમાણે ભગવાન મહાવીર દેવે બાર વર્ષ અને આડા છ મહિના સુધીમાં જે જે તપ કર્યાં, તે બધળા જળરહિત જ કર્યાં હતાં. છઠ્ઠું તપ ઓછામાં ઓછું હતું. કોઈ પણ વખત એક ઉપવાસ કરીને પારણું કર્યું નથી તે પ્રભુએ નિત્ય ભોજન તો કોઇ પણ દિવસ લીધું જ નથી ૧૨ા વર્ષમાં નિદ્રા માત્ર બે ઘડી જ આવી હતી.

પ્રભુ મહાવીર દેવને વૈશાખ શુદ ૧૦ના દિવસે ઋજુવાલિકા નદીના કાંઠે શ્યામાક નામના ગૃહસ્થના ખેતરમાં શાલ નામના

વૃક્ષ નીચે ગાય દુહે તેવા આસને સૂર્યની આતાપના લેતાં નિર્જળ છઠ્ઠના તપમાં કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યાં કોઈ ચારિત્ર લેવા સમર્થ ન હોવાથી, કેવલજ્ઞાન મહોત્સવ ઉજવવા આવેલા ઇંદ્રાદિને અલ્પકાળ દેશના આપીને બીજે દિવસે વિહાર કરી પાવાપુરી પાસેના મહસેન વનમાં પધાર્યા. દેવોએ ત્યાં પણ તુરત આવી, સમવસરણ રચી કેવલજ્ઞાની ભગવંત શ્રી મહાવીર દેવને દેશના આપવા વિનંતિ કરતાં, રત્નજડિત કાંગરાવાળા ઉપરાઉપરી ત્રણે ગઢના સુશોભિત સમવસરણમાં બિરાજી ભગવાને ૧૨-પર્ષદામાં અમૃતમય દેશના આપી. દેશના સાંભળવા દેવદેવીઓ, વિદ્યાધરો, નરનારીઓ, પશુ-પક્ષી, વિગેરે પણ આવ્યા. ૩૪ અતિશયવાળા પ્રભુએ મધુર ધ્વનિથી શરૂ કરેલી એ દેશના એક યોજન (ચાર ગાઉ) સુધી સંભળાય તેવી હતી. તેને પોતપોતાની ભાષામાં દેવો-મનુષ્યો ને પશુઓ સમજી શક્યા. તે દેશનાનો ચમત્કાર હતો. પ્રભુજી પૂર્વ તરફ મુખ કરી બેઠા હતા, પરંતુ શેષ ત્રણે દિશામાં દેવતાઓએ તેવા ત્રણ રૂપો બનાવ્યા. એટલે કેવલજ્ઞાની ભગવંત ચારેય દિશામાં બેઠેલા જણાતો હતા. દેશના દઈ ગૌતમસ્વામીજી મહારાજ (કે જેઓ પહેલાં જાતિએ બ્રાહ્મણ હતા) તથા તેઓના બંધુઓ વિગેરે ૧૧ મહા વિદ્વાન બ્રાહ્મણો તથા શિષ્યો વિગેરે મળી ૪૪૦૦ બ્રાહ્મણોની શંકાઓનું એકી સાથે સમાધાન કરાવી, સન્માર્ગે વાળી, દીક્ષા આપીને વૈશાખ સુદ ૧૧ ના દિવસે ૧૧ ગણધરો સ્થાપવારૂપે તીર્થની સ્થાપના કરી. શ્રી સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ શ્રી સંઘની સ્થાપના કરી. લગભગ ત્રીશ વર્ષ સુધી દિવ્ય દેશનાઓ આપી.

અનંત પરોપકારી એવા ભગવાનની સાથે એક ગોશાળો પોતાને પ્રભુનો શિષ્ય જણાવી ફરતો હતો, તે પ્રભુને એક વિઘ્નરૂપ હતો. એ ગોશાળો એટલો દુષ્ટ હતો, કે પ્રભુએ તેના પર ઘણા ઘણા ઉપકારો કર્યાં છતાં, એ મંખલીપુત્ર, ઉત્તમ કુળનો

ન હોવાથી એ પ્રભુની ઘોર આશાતનાઓ કરતા પણ અચકાતો નહીં સમભાવી પ્રભુએ તેના પર દયા લાવી ઘણુ ઘણુ ઠેકાણુ તને બચાવ્યો તેજોલેશ્યા પણ શિખવાડી તે ઉપકારના બદલા અપકારથી વાળવા ભગવાનની સામો થઈ ગયો પોતે તીર્થંકરના જેવો ઢોંગ કરી જુદો ચોકો જમાવ્યો, ને જેની પાસેથી તેજોલેશ્યા શિખ્યો હતો, તે જ ભગવાન પર તેણે તે તેજોલેશ્યા છોડી! જો કે તેનાથી પ્રભુનુ આયુષ્ય તો ઘટયુ કે તૂટ્યુ જ નહીં, ન છેવટે "ખાડો ખોદે તે પડે" એ કહેવતની જેમ તેજોલેશ્યા પાછી ફરવાથી તે બિચારા ગોશાળાનુ જ, મરણ થયુ આ કેવો દુર્જન, દુષ્ટ અને મહાપાપી કહેવાય? આવી જ રીતે વક્રદશાવાળાઓ ભગવાનની પછી પણ પેદા થઈ તે પ્રભુના શાસનને હીણપત લાગે તેવા કામો કરે છે, તે દુ:ખનો વાત છે.

ગોશાળા ઉપર ભગવાનને વેર તો હતુ જ નહીં ક્ષમાશીલ પ્રભુ સમતાના ભંડાર હતા જે ભક્તિ કરે તેના ઉપર રાગ નહીં, ને નિંદા કરનાર કે બૂરુ કરનારનુ પણ દ્વેષ નાખી બગાડે નહીં રાગી અને દ્વેષી ઉપર ઉપકારની સમદૃષ્ટિએ જ જુએ તેથી જ તે મહાવીરદેવને સૌ વીતરાગ ભગવાન તરીકે લેખતા

ગોશાળાને છેલ્લી ઘડીએ દુઃખ થયુ, કે "હુ કેવો ઘોર પાપી! મારા જેવો અધમાધમ કોણ હશે? મે આ પ્રભુની પાસે રહીને ઘણી આશાતનાઓ કરી છે" આવા પશ્ચાત્તાપથી ગોશાળાની છેવટે ગતિ સુધરી આ બધુ એમ સૂચવે છે કે- "ભગવાનના શાસનમા આ પંચમ કાળમા આવી રીતે દુર્જનો પ્રથમ તો સજ્જનોને ત્રાસ આપશે, લુચ્ચાઓ શાહુકાર તરીકે દેખાડવા મથશે, પણ છેવટે તો સત્યનો જ જય થશે તે આજે પ્રત્યક્ષ અનુભવાય પણ છે"

ભગવાને કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યા બાદ ત્રીશ વર્ષ સુધી ગામેગામ દેશના આપી અનંતો ઉપકાર કરી પાવાપુરી પધારી છેલ્લું ચાતુર્માસ કર્યું

ઓહો હો હો હો કેટલા બધા દીવા! ઘેર ઘેર ઠેકાણે ઠેકાણે દીવા જ દીવા! દીવાનો તો પાર જ નથી. તેનું કારણ એ હતું કે પ્રભુ શ્રી મહાવીરદેવ શ્રી પાવાપુરી (બિહાર પ્રાંત) તીર્થમાં આસો વદ અમાસને દિવસે નિર્વાણ પામ્યા. એટલે જેમ સૂર્ય અસ્ત પામવાથી અંધારું થાય ને સર્વત્ર દીવા કરવા પડે તેમ સૂર્ય સમાન તેજસ્વી એવા ભગવાનના મોક્ષે ગયા પછી, તે જ્ઞાન પ્રકાશકના અભાવે ફેલાતા અજ્ઞાનરૂપી ઘોર અંધકારને પ્રસરવા નહીં દેવાના ચિહ્ન તરીકે આસો વદ અમાસના પ્રભુના નિર્વાણ દિને લોકોએ ઘેર ઘેર દીવા કર્યા; તે દિવસનું નામ "દિવાળી" પડયું. ત્યારથી લોકોમાં દિવાળીપર્વ શરૂ થયું. મહાવીર પ્રભુના પ્રથમ ગણધર શ્રી ગૌતમસ્વામીજીને કારતક સુદ એકમને દિવસે સવારના પહોરમાં કેવલજ્ઞાન પ્રાપ્ત થયું. એ ગૌતમસ્વામી ભગવાન અનેક લબ્ધિના સ્વામી હતા. વીર ભગવાનના ૧૧ ગણધરોમાં એ પ્રથમ ને મુખ્ય હતા. છતાં સુધર્માસ્વામી ગણધર મહારાજનું આયુષ્ય વધારે લાંબુ હોવાથી સમગ્ર પરિવારના નાયક તરીકે પ્રભુએ શ્રી સુધર્માસ્વામીજીને મુખ્ય સ્થાપ્યા હતા. પ્રભુશ્રી મહાવીરસ્વામી ભગવાનના મોક્ષે ગયા પછી અત્યારે અઢી હજાર વર્ષો વીતી ગયા છે.

અંતરના ઊંડાણમાંથી-અતિ ઊંડાણમાંથી ઉદ્ભવીને સમગ્ર આત્મ પ્રદેશને સ્પર્શવાપૂર્વક મુખમાંથી સરી પડતો "મહાવીર" નામક ગંભીર સુશબ્દ કેટલો ભવ્ય અને અદ્ભૂત લાગે છે! એ નામ પાછળ કેટલું સામર્થ્ય સમાએલું હશે, કે જેનાં સ્મરણ માત્રની સાથે જ હજારો નહીં બલ્કે અસંખ્ય ભાવિક આત્માઓના હૈયાં પવિત્ર થઇ જાય છે! એ મહાન્ વિભૂતિનો કેટલો ઉપકાર માનીએ? જેટલો માનીએ તેટલો ઓછો છે. ખરેખર એ પ્રભુએ દુનિયામાં ચાલતી ધર્મને નામે ભયંકર હિંસાઓ, દુરાચારો, ધર્મના ઓઠા નીચે સેવાતા દંભો અને વહેમી માન્યતાઓને ઉઘાડી પાડી

આ ધરતીપર મળવાનો સંભવ છે. પણ એક ભાષામાં (માલકોશ રાગમાં) બોલે અને અનેક ભાષાવાળા સમજી જાય એવું કરેય સંભળાતું નથી અર્ધમાગધીમાં દેશના દેવાય, અને પોપટ ને વાઘ, કે મદ્રાસી ને બંગાળી એ પોતપોતાની ભાષામાં સમજે તે તો ખરેખર આશ્ચર્યકારક જ કહેવાય.]

★ તે મહાપુરુષની દેશનાનો પ્રભાવ એવો હતો, કે તે સાંભળનાર કોઇને ભૂખ, તરસ, થાક કે ઉંઘ વિગેરે આવતા નહીં. [સંભળાવનાર અને સાંભળનાર બેઉ પ્રમાદી હોય, બેઉ સ્વાર્થી અને બેઉના ચારિત્રમાં ખામી હોય, પછી બેઉ એકરસ ક્યાંથી થાય? સંભળાવનારનાં પૂરો પરમાર્થ હોય, અને સાંભળનાર સાચો જિજ્ઞાસુ હોય તો જ મેળ જામે.]

★ સમકિતની પ્રાપ્તિ પછી સત્તાવીશ ભવે તે મહાન વિભૂતિશાળી પ્રભુ કેવલજ્ઞાન મેળવી મુક્તિપદને પામ્યા [એ પ્રભુનો ૨૭ ભવે અંત થયો. 'આપણાં કેટલા ભવ બાકી હશે?' તે તો મહાજ્ઞાનીઓ અને બહુશ્રુતધરો જ જાણે. સમકિતના ૬૭ બોલમાંના એકનું તો આપણામાં યથાર્થ ઠેકાણું જણાતું નથી, એટલે કે પ્રાયઃ સમકિતનું ઠેકાણું જણાતું નથી. તો પછી કેવલજ્ઞાન કે મોક્ષની તો વાત જ શી?]

★ ભગવાન મહાવીર દેવે જે ભવમાં તીર્થંકર નામકર્મ બાંધ્યું, ત્યારપછીના કોઈ ભવમાં ત્રિદંડી જેવો વેષ ધારણ કર્યો નથી. પણ સમકિત પામવા પછીના નયસારના ભવથી માંડીને જોઈએ, તો કોઈ વાર મિથ્યામતપણું પણ કરી છે કોઈવાર ત્રિદંડી પણ થયા છે, ને કોઈવાર ચારિત્ર પણ આરાધ્યું છે એટલે તીર્થંકરની વિરુદ્ધ અપલાપ કરનારા કે અન્ય ભગવા વેષ પહેરનારા કે ત્રિદંડી જેવા વેષમાં

[સવાસોનો પગાર મળે, કે પાંચ હજારની કમાણી થાય, તો મોટર સિવાય કશે જવામાં એટીકેટમાં ખામી માનનારા આપણે આપણા પુણ્યનો ગર્વ કરવામાં કેટલા વ્યાજબી છીએ ?]

★ તે પ્રતાપી મહાપુરુષનો પ્રભાવ એક અદ્‌ભૂત હતો, કે જ્યાં જાય ત્યાં ૫૦૦ કોશ સુધી દુકાળ, ભય કે રોગના ઉપદ્રવોનું નામ નિશાન રહેતું ન હતું, ને તે પણ એક દિશામાં નહીં. ઉર્ધ્વ, અધો ને આઠે દિશાવિદિશાઓમાં! વાહ! [આપણે દશ કે પંદર જણા કોઇ દર્દીની પાસે જઇએ, તો દર્દીના દર્દમાં વધારો કરીએ, કે કોઇને દુઃખરહિત કરી દઇએ?]

★ તે દિવ્ય વિભૂતિને ભૂત, ભવિષ્ય ને વર્તમાન એ ત્રણેય કાળનું અજબ જ્ઞાન હતું. [કાલનું ખાધેલું આપણને ક્યાં યાદ રહે છે? ભણેલું પણ ક્યાં ભૂલી જતા નથી? ભીંતની પાછળ શું બને છે, તે પણ આપણે જાણતા હોતા નથી. છતાં "અમે ભણેલા, ગણેલા અને સુધરેલા વિદ્વાન છીએ" એવું ગુમાન આપણે કેટલું ધરાવીએ છીએ? આપણી પરિસ્થિતિ કેટલી બધી વીતરાગ માર્ગથી વિપરીત છે?]

★ તે પરમાત્મા વિહાર કરે તો રસ્તામાં કાંટા ઉંધા વળી જતા હતા. [આપણે તો નીચું જોતાં હોઇએ તો પણ વાગે, ને ઉંચુ જોઇને ચાલતા હોઇએ, એટલે કાં તો ઠોકર લાગે, કાં તો ખાડામાં પડીએ, ને કાંટા ન વાગતાં હોય તે પહેલા વાગે! આપણા ખમીશમાં સેંટની સુગંધ હશે, પણ કોઈ ગુણની ખુશબો નહીં હોય!]

★ તે મહાન પુણ્યશાળી ભગવંતની દેશનાનો ચમત્કાર અદ્‌ભુત હતો. સહુ કોઇ પોતપોતાની ભાષામાં સમજી શકે. દેવ, મનુષ્ય અને તિર્યંચ વિગેરે પણ પોતપોતાની ભાષામાં તુરત જ સમજી જાય. [આજે બાર ભાષાઓ જાણનારા

આં ધરતીપેર મળવાનો સંભવ છે. પણ એક ભાષામાં (માલકોશ રાગમાં) બોલે અને અનેક ભાષાવાળા સમજી જાય એવું કશેય સંભળાતું નથી. માગધીમાં દેશના દેવાય, અને પોપટ ને વાઘ, કે મદ્રાસી ને બંગાળી એ પોતપોતાની ભાષામાં સમજે તે તો ખરેખર આશ્ચર્યકારક જ કહેવાય.]

★ તે મહાપુરુષની દેશનાનો પ્રભાવ એવો હતો, કે તે સાંભળનાર કોઇને ભૂખ, તરસ, થાક કે ઉંઘ વિગેરે આવતા નહીં. [સંભળાવનાર અને સાંભળનાર, બેઉ પ્રમાદી હોય, બેઉ સ્વાર્થી અને બેઉના ચારિત્રમાં ખામી હોય, પછી બેઉ એકરસ ક્યાંથી થાય? સંભળાવનારનો પૂરો પરમાર્થ હોય, અને સાંભળનાર સાચો જિજ્ઞાસુ હોય તો જ મેળ જામે.]

★ સમકિતની પ્રાપ્તિ પછી સત્તાવીશ ભવે તે મહાન વિભૂતિશાળી પ્રભુ કેવલજ્ઞાન મેળવી મુક્તિપદને પામ્યા. [એ પ્રભુનો ૨૭ ભવે અંત થયો. 'આપણા કેટલા ભવ બાકી હશે?' તે તો મહાજ્ઞાનીઓ અને બહુશ્રુતધરો જ જાણે. સમકિતના ૬૭ બોલમાંનો એકેય તો આપણામાં યથાર્થ ઠેકાણું જણાતું નથી, એટલે કે પ્રાયઃ સમકિતનું ઠેકાણું જણાતું નથી તો પછી કેવળજ્ઞાન કે મોક્ષની તો વાત જ શી?]

રહેનારાઓ દુનિયામા જે ઘણાં ફરે છે, તેમાં ભવિષ્યમાં તીર્થંકર બનનાર એવો કોઈ પુણ્યવાન આત્મા નહીં જ હોય, એમ આપણે કહી શકીએ નહીં. એ કારણથી પણ અન્ય ધર્મમાં રહેલા કોઇને તરછોડવા જોઇએ નહીં. અન્ય ધર્મમાં રહેલાઓને પણ ખમાવવા જોઇએ. આ કારણથી પૃથ્વીકાયથી માંડી પંચેદ્રિય સુધીના બધાય જીવો સાથે વારંવાર આપણે ક્ષમાપના કરવી જોઇએ [અહિંસા ધર્મના મૂળિયા કેટલા ઉંડા છે અને જીવમાત્રને ખમાવવામાં કેટલુ ઉંડુ રહસ્ય છે, તેની ચિંતા આપણે રોજ કેટલી કરીએ છીએ ?]

★ ભરત મહારાજાએ શ્રી ઋષભદેવ પ્રભુની પાસે એમ જાણ્યુ, કે આ ત્રિદંડી વેશવાળો મારો પુત્ર (મરીચિ) ભવિષ્યમા તીર્થંકર થનાર છે. ત્યારે એ મરીચિ પાસે જઇને એ વેશનુ અપમાન કર્યું નહીં એ ભરત મહારાજાનો ગાંભીર્ય ગુણ કેટલો ગણાય ? [બીજાને અકાર્ય કરતો દેખીને આપણે કર્મની વિચિત્રતા અને ગહનતા માટે ખૂબ ગંભીરતાથી કદી વિચાર કરીએ છીએ ?]

★ સમોસરણમાં બધાયના દોષ કેવળજ્ઞાનથી ભગવાન જાણતા હતા, છતા પણ તે પ્રગટ કર્યા નહીં, એ અનંત ગાંભીર્યને સૂચવે છે [કોઇના છતા અછતા દોષને પ્રગટ કરવામાં આપણે કેવા ને કેટલા બધા હોંશિયાર છીએ ?]

★ ત્યાગી સાધુ મહારાજોને રસ્તો બતાવનાર આત્મા તીર્થંકર જેવા મહાન પદને પણ પામી શકે છે. જુઓ, શ્રી નયસારે દ્રવ્યમાર્ગ બતાવવા જતાં ભાવમાર્ગ મેળવ્યો [સ્વાર્થનો ત્યાગ કરી આપણે કેટલાને સન્માર્ગ બતાવીએ છીએ ? કે કેટલાને સાચી સલાહ આપીએ છીએ ?]

★ ભગવાન (વર્ધમાનસ્વામી) ને જન્મતા જ નિર્મળ અવધિ જ્ઞાન હતું. "પોતાના અનન્ય ભક્ત શ્રી ઇન્દ્રભૂતિજી પ્રથમ

ગણધર થનાર છે" એમ જાણતા હોવા છતાં ભગવાને તેમને પોતાના જ્ઞાનથી તે વાત જણાવી નહીં કે પહેલા બોલાવ્યા પણ નહીં જ્યારે ઇંદ્રભૂતિજી માન કરીને સામા આવ્યા, ત્યારે જ પ્રથમ વાર્તાલાપ થયો. ક્ષત્રિયકુંડ અને કુંડલપુર બહુ દૂર પણ નથી છતાં આવી ગંભીરતા તે જ્ઞાની ભગવંતે દાખવી [આપણે કાંઇ થોડું પણ જાણતા હોઇએ, તો ચાર માણસોની વચ્ચે બોલી ઉઠીએ, કે હું પણ કાંઇક છું ! આ કેવી તુચ્છતા ?]

★ ભગવાન જેવા ઉત્તમોત્તમ આત્માનું મૃત્યુ કદી પણ ફાંસીથી, ગોળીથી, સોગ પાણી માટે કે કુવામાં પડીને થાય જ નહીં. કમોતે મરવાનું ઉત્તમ આત્માને હોય જ નહીં તેમ મરે તે દેવ હોઇ શકે જ નહીં જીવમાત્રને તારનાર ભગવાનનું નિર્વાણ તો શાંત અને સુખમય જ હોય, દુખમય નહીં ["ઉત્તમ ગતિ માટે અંતિમ પળો પણ સારી જ હોવી જોઇએ." એમ જાણી આપણે સમાધિ માટે કેટલા પ્રયાસો કરીએ છીએ ?]

★ ઉંધી પ્રરૂપણા કરનાર હોય, તો પણ તેનો તિરસ્કાર કરવો જોઇએ નહીં કારણ કે મરીચિ જેવા ભગવાનના જીવે પણ ઉત્સૂત્ર બોલી, ત્રિદંડી જેવો નવો કલ્પિત વેશ કાઢી, સંસાર વધાર્યો તો પછી અન્ય મતાનુયાયીઓમાં પણ કોઈ તીર્થંકરનો જીવ નહીં જ હોય, તેમ કહેવાય નહીં એટલે જિનવચનથી વિપરીત આચરનારાઓનું અપમાન કરવામાં કોઈ તીર્થંકરનો જીવ હોય તો શું તેની આશાતના ન થાય ? આત્મા કર્મવશ હોવાથી 'કર્મની ગતિ ગહન છે' એમ માની સમભાવના કેળવવી જોઇએ [આપણે અભિમાનમાં આવીને રોજે કેટલીએ વાર અનેકોનો તિરસ્કાર કરતા હોઇશું ?]

★ ભગવાનને ભણવા માટે નિશાળે-મૂકવાનો નિર્ણય થયો. હાથમાંથી વરઘોડા-સહિત પ્રભુ પંડિત પાસે પણ ગયા. દુનિયાને સમોસરણમાં બેસીને મુક્તિનો અને વિશ્વબંધુત્વના બોધપાઠવાળો સંદેશ જેઓ આપવાના હતા, અને જેઓ જન્મથીજ અવધિજ્ઞાની હતા, તેવા ભગવંત છેવટ સુધી ગાંભીર્ય રાખી શક્યા, ને "હું જ્ઞાની છું, ને તમે આ શું કરો છો?" એવું કહ્યું નહીં, એ કેટલી બધી ગંભીરતા કહેવાય! [ આપણામાં આવું ગાંભીર્ય ક્યારે આવશે? ]

卐 卐 卐

## ભગવાનને ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્ય ઉપસર્ગ થયા તે નીચે મુજબ જાણવા.

જઘન્ય ઉપસર્ગ—કટપૂતના દેવીનો શીત ઉપસર્ગ થયો તે.
મધ્યમ ઉપસર્ગ—સંગમદેવે પ્રભુ ઉપર કાળચક્ર મૂક્યું તે.
ઉત્કૃષ્ટ ઉપસર્ગ—ગોવાળે કાનમાં નાંખેલા ખીલા કાઢ્યા તે.

## ભગવાનના નિકટના સગાસ્નેહિઓનાં નામ.

| | |
|---|---|
| પિતા—સિદ્ધાર્થ રાજા | સ્ત્રી—યશોદા |
| માતા—ત્રિશલાદેવી | પુત્રી—પ્રિયદર્શના |
| બંધુ—નંદિવર્ધન | જમાઈ—જમાલી |
| બ્હેન—સુદર્શના | મામા—ચેડારાજા |

## મહાવીર ભગવંતની નિશ્રામાં તીર્થંકર નામકર્મ જેમણે બાંધ્યું તેમના નામો.

(૧) શ્રેણિક (૨) સુપાર્શ્વ રાજા (૩) ઉદાયી (૪) પોટિલ (૫) દઢાયુ (૬) શંખશ્રાવક (૭) શતકશ્રાવક (૮) સુલસા અને (૯) રેવતી.

卐 卐 卐

## ભગવાન મહાવીરદેવના જીવનચરિત્રને લગતા કેટલાક પ્રશ્નોત્તરો.

પ્રશ્ન ૧–ભગવાન મહાવીરદેવ કયા ભવમાં અને કેવા સંજોગોમાં સમકિત પામ્યા

ઉત્તર —નયસારના પહેલા ભવમાં જંગલમાં ભૂલા પડેલા મુનિરાજને દાન આપી હર્ષિત થઈ જ્યારે તે મુનિવરને માર્ગે ચડાવ્યા, ત્યારે તેઓએ ઉપદેશ આપ્યો, કે આ તો તમે દ્રવ્યમાર્ગ બતાવ્યો, પણ સાચો તો ભાવમાર્ગ છે! સુદેવ, સુગુરુ, અને સદ્ધર્મની સાચી ઓળખ થાય તેજ ભાવમાર્ગ છે. તે ઉપદેશ સાંભળી નયસાર સમકિત પામ્યા

પ્રશ્ન ૨–શ્રી મહાવીર સ્વામીજીએ "નીચગોત્રનો" બંધ કયા ભવમાં અને શા કારણે કર્યો?

ઉત્તર —મરીચિના ભવમા ત્રિદંડીના વેશમાં જ્યારે ભરત મહારાજાએ તેમને વંદન કર્યું ત્યારે મરીચિએ પોતાના કુળનું ખૂબ અભિમાન કર્યું અને નાચ્યા, તે કુળમદ થવાથી નીચગોત્રના કર્મનો બંધ કર્યો.

પ્રશ્ન ૩–શ્રી મહાવીર સ્વામીજીએ પોતાનો સંસાર કયા કારણે વધાર્યો?

ઉત્તર —મરીચિના ભવમા કપિલ નામના કોઈ કુલપુત્રના પૂછવાથી "શ્રી ઋષભદેવ ભગવાના સાધુઓ પાસે પણ ધર્મ છે, અને મારી પાસે પણ ધર્મ છે" તેવી "ઉત્સૂત્રપ્રરૂપણા" કરવાથી અનંતો સંસાર વધાર્યો સિદ્ધાંત વિરુદ્ધ અપલાપ કરવો તેને ઉત્સૂત્રપ્રરૂપણા કહે છે. તે એક જાતનું મહાપાપ છે

–શ્રી મહાવીરસ્વામી પ્રભુએ ૨૭ ભવોમા કઈ કઇ મોટી પદવીઓ ભોગવી?

ઉત્તર —૧૮મા ભવે 'ત્રિપૃષ્ઠ" નામે વાસુદેવ થયા ૨૩મા ભવે મહાવિદેહમા "પ્રિયમિત્ર" નામે ચક્રવર્તિ થયા ૨૭મા ભવ "મહાવીરસ્વામી" નામે તીર્થંકર થયા

પ્રશ્ન ૫ શ્રી મહાવીરસ્વામીએ નંદનમુનિના ભવમાં કેટલી તપસ્યા કરી અને શુ લાભ મેળવ્યો?

ઉત્તર —શ્રી નદમુનિના ૨૫મા ભવમાં ૨૫ લાખ વર્ષના આયુષ્યમાં ૧૧ લાખ ૮૦ હજાર ૬૪૫ માસક્ષમણ કર્યા અને તે તપની સાથે સાથે શ્રી વીશસ્થાનક પદનુ આરાધન કરી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું.

પ્રશ્ન ૬—શ્રી મહાવીરસ્વામી ભગવાન બ્રાહ્મણકુળમાં કેમ આવ્યા અને ત્યાંથી ૮૨ દિવસ પછી દેવતાએ ક્ષત્રિયકુળમાં કેમ મૂકયા?

ઉત્તર —મરીચિના ભવમા બાધેલ નીચગોત્રના કર્મનો ઉદય ૮૨ દિવસ સુધી ચાલે તેટલો બાકી રહી ગયો હતો. તેથી બ્રાહ્મણકુળમા ૮૨ દિવસ રહ્યા, અને ૮૩ મે દિવસે તે ઉદય પુરો થતા શક્રેન્દ્રનુ આસન ચલાયમાન થયુ. ઇન્દ્રે પોતાની ફરજ સમજીને પ્રભુને ક્ષત્રિયકુળમાં શ્રી સિદ્ધાર્થરાજાને ત્યા દેવ પાસે ફેરફાર કરાવ્યો.

પ્રશ્ન ૭—શ્રી વીર ભગવતે ગર્ભમા કયો અભિગ્રહ કર્યો હતો?

ઉત્તર —ભગવાને માતપિતાના સ્નેહના કારણે ગર્ભમા હલન ચલન કરવુ બધ કરેલુ, પરતુ તેથી માતાને ઘણુ દુ ખ થયુ. ભગવાને જ્ઞાનથી તે જાણ્યુ. એટલે ભગવાને માતાના મોહથી ગર્ભમા જ અભિગ્રહ કર્યો કે "માતા-પિતાની હયાતિ સુધી મારે દીક્ષા લેવી નહીં."

આવો અભિગ્રહ અત્યારે આપણે લઈ શકીએ નહીં કારણ આપણે અવધિજ્ઞાની નથી પ્રભુ જ્ઞાની હતા તેમનું આયુષ્ય તૂટવાનું ન હતું. આપણા આયુષ્યનો ભરોસો

કર્યા છે ? આ અભિગ્રહમા માતા–પિતા પ્રત્યેનો અવિહડ રાગ અને ભક્તિ એ કારણ મુખ્ય હતુ તેથી આપણે પણ માતા–પિતાની ભક્તિ કરવા બોધ લેવો જોઇએ પ્રભુની જેમ અભિગ્રહ કરવાની વાતો કરનારાઓએ માતા–પિતાની પછી તો દીક્ષા લેવી જ જોઇએ, એવો અર્થ થાય છે આપણા માટે તો ખરી વાત એ છે, કે માતાપિતાની પછી તો બધુ માથે પડે ને દીક્ષા લેવામા ઘણા અતરાયો આવે, તેથી આપણાથી આવો અભિગ્રહ લેવાય નહીં એ ભગવતે પણ જન્મ્યા પહેલા એ અભિગ્રહ લીધો હતો જન્મ્યા પછી લેત નહીં, કારણ, કે એવા સયોગો પછી બનવા જ અસભવિત ગણાય

પ્રશ્ન ૮–ભગવાનનુ "મહાવીર" એવુ નામ કોણે આપ્યુ ?

ઉત્તર—આલમકી ક્રીડા કરતા ભગવાનની પરીક્ષા કરવા આવેલ એક દેવ ભગવાનથી હાર્યો, તેથી દેવતાએ "મહાવીર" નામ રાખ્યુ માતાપિતાનુ પાડેલું નામ તો શ્રી 'વર્ધમાનકુમાર' હતુ

પ્રશ્ન ૯–જૈનેદ્ર વ્યાકરણ ક્યારે પ્રગટ થયુ ?

ઉત્તર—માતાપિતાના સ્નેહને વશ થઇને ભગવાન નિશાળે ભણવા ગયા ઇદ્ર મહારાજાએ અવધિજ્ઞાનથી તે જાણ્યુ, એટલે બ્રાહ્મણનુ રૂપ કરીને તુરત જ આવ્યા ભણાવનાર પંડિતને પણ નહીં આવડતા એવા કેટલાએક પ્રશ્નો બ્રાહ્મણે ભગવાનને પૂછ્યા, તેના જવાબ ભગવાને બરાબર આપ્યા તે સાભળી પડિતે પણ ભગવાનને નમસ્કાર કર્યો પછી બ્રાહ્મણે કહ્યું કે હુ ઇદ્ર છુ, ને આ ભગવાન તો મહા જ્ઞાની છે તેમને ભણવાની જરૂર હોય નહીં તેઓ સ્વયબુદ્ધ છે લોકો આ જાણીને તાજ્જુબ થયા, તે વખતે "જૈનેદ્ર વ્યાકરણ" પ્રગટ થયુ.

卐 卐 卐

# મુખ્ય તીર્થોની ટૂંકી માહિતી.

ગુજરાત :—

| નંબર | તીર્થ સ્થળ | તીર્થંકર ભગવાન | નજીકનું સ્ટેશન | વિશેષ માહિતી |
|---|---|---|---|---|
| ૧ | શ્રી શંખેશ્વરજી | પાર્શ્વનાથ | વિરમગામ | ગત ચોવીશીના અપ્રતિમ ચમત્કારિક ભગવાન રાધનપુર માઇલ ૩૪. |
| ૨ | ભોયણી | મલ્લિનાથ | ભોયણી | ડેલંડા સ્ટે. મા. ૩ |
| ૩ | માતર | સુમતિનાથ | મહેમદાવાદ | ખેડા મા. ૪ નડિયાદ મા ૧૪ |
| ૪ | પાનસર | મહાવીર | પાનસર | ગામમાં પણ જિનાલય છે. |
| ૫ | કાવિ | ઋષભ ધર્મ | કાવિ | જંબુસર મા. ૧૬ ખંભાત મા ૨૨. |
| ૬ | સેરિસા | પાર્શ્વનાથ | કલોલ | વામજ માં. ૫. માહમાં મેળો ભરાય છે |
| ૭ | દેલવાડા (આબુ) | નેમ-આદિ | આબુરોડ | અચલગઢ મા ૫. ઓરિયા માં ૩|| |
| ૮ | ગંધાર | પાર્શ્વ-વીર | ભરૂચ | આમોદ મા. ૨૦ |
| ૯ | ઇડર (પહાડ) | શાંતિનાથ | ઇડર | શત્રુંજય ઉજ્જયંતાવતાર મંદિર છે. |
| ૧૦ | તારંગાગિરિ | અજિતનાથ | તારંગાહીલ | કુમારપાલ મહારાજાએ બંધાવેલું. |
| ૧૧ | ઝગડીઆ | આદિનાથ | ઝગડીઆ | સુરત મા ૪૫ |

**સૌરાષ્ટ્ર :—**

| | | | | |
|---|---|---|---|---|
| ૧૨ | શ્રી શત્રુંજયગિરિ | આદિનાથ | પાલીતાણા | ટૂંક ૯. સેંકડો શિખરબંધી મંદિરો. પહાડ |
| ૧૩ | તળાજાગિરિ | સુમતિનાથ | તળાજા | તાલધ્વજગિરિ ટૂંક–૩ પહાડ. |
| ૧૪. | ગિરનારગિરિ | નેમનાથ | જુનાગઢ | નેમનાથ ભગવાનનાં ત્રણ કલ્યાણક. પહાડ. ટૂંક–૫. |
| ૧૫ | ઘોઘાબંદર | નવખંડાપ | ભાવનગર | મોટરરોડ. ચમત્કારિક મૂર્તિ |
| ૧૬ | અજારા | પાર્શ્વનાથ | વેરાવળ | પ્રાચીન પ્રતિમાજી. |

**બંગાલ અને બિહાર:—**

| | | | | |
|---|---|---|---|---|
| ૧૭ | સિંહપુરી | શ્રેયાંસનાથ | સારનાથ | ચાર કલ્યાણક. કાશી મા. ૬ (મોટર) |
| ૧૮ | ચંદ્રપુરી | ચંદ્ર–શાંતિ | ,, | ચાર કલ્યાણક. કાશી મા. ૧૪ (મોટર) |
| ૧૯ | અયોધ્યા | આદિનાથ | અયોધ્યા | ૧૬ કલ્યાણક. કટરા મહોલ્લો ફૈઝાબાદ મા. ૪ |
| ૨૦ | અષ્ટાપદ | આદિનાથ નિર્વાણ | ,, | (વિચ્છેદ તીર્થ) ઉત્તર હિમાલય કૈલાસ વિગેરે. |
| ૨૧ | બિહાર-શરીફ | આદિનાથ | બિહાર-શરીફ | તુંગિયા નગરી. શ્રા. ધર્મશાળા |
| ૨૨ | શૌરીપુર | નેમિનાથ | શિકોહા | ચ્યવન–જન્મ કલ્યાણક. |
| ૨૩ | ક્ષત્રિયકુંડ | મહાવીર | લખીસરાઈ —જમુઈ | સિકંદ્રાબાદ મા. ૩ જન્મ દીક્ષા. કલ્યાણક પહાડ. |
| | હસ્તિનાપુર | ૧૬–૧૭–૧૮ | મીરત | ૧૨ કલ્યાણક [મુવાના |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૫ | ઋજુવાલિકા | મહાવીર | ગિરિડી | કેવલજ્ઞાન કલ્યાણક. સંમેતશીખર. મા. ૮. વચ્ચે બ્રાકર નદી. |
| ૬ | શ્રીસમેતશિખર | પાર્શ્વનાથ | ગિરિડી પારસનાથ | કલકત્તામા. ૨૧૫. વીશ. ભગવાનનું મુક્તિધામ-મધુવન. |
| ૨૭ | ચંપાપુરી | વાસુપૂજ્ય | ભાગલપુર જંકશન | ચાર કલ્યાણક. ભાગલપુર મા. ૨. ધર્મ.મંદિર. |
| ૨૮ | પાવાપુરી | મહાવીર | બિહારશરીફ | પહેલું ને છેલ્લું સમવસરણ. ૪૪૦૦ની દીક્ષા. વીર નિર્વાણ ભૂમિ. |
| ૨૯ | કુંડલપુર | ગૌતમસ્વામી | નાલંદા | ગૌતમ સ્વામીનું જન્મ-સ્થાન. બિહાર મા. ૭. (વડગાવ). |
| ૩૦ | રાજગૃહી | મુનિસુવ્રત સ્વામી | રાજગીર | ચાર કલ્યાણક. પાંચ પહાડ. નાનીરેલ્વે. મોટર. |
| ૧ | ગુણિયાજી | મહાવીર | નવાદા | ગુણશીલ ચૈત્ય. નવાદા મા. ૧।। જલમંદિર |
| ૩૨ | કાકંદી | સુવિધિનાથ | લખીસરાઇ જમુઇ | ચાર કલ્યાણક. મોટર. |

**રાજસ્થાન-મધ્યભારત.**

| | | | | |
|---|---|---|---|---|
| ૩૩ | ધુલેવાજી (કેશરિયાજી). | આદિનાથ | ઉદેપુર | કેશરિયાજી. ઉદેપુર મા. ૪૦ (ઉદેપુરમા મંદિર ૩૫). |
| ૩૪ | નાંદિયા | જીવિત-સ્વામી | સરુપગંજ રોડ | બામણ વાડજી મા. ૪. મિરોહી મા. ૧૪. |
| ૩૫ | માથેર | મહાવીર-સ્વામી. | ડીસા | ધાનેરા મા. ૩૪. ભીલડીઆ. મા. ૬૦. |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૬ | માંડવગઢ | સુપાર્શ્વ | મઉ | શાંતિનાથ. (પહાડ). |
| ૩૭ | રાણકપુર | આદિનાથ | ફાલના | મંદિર ક. ત્રૈલોક્ય દીપક. સ્ટે. ગણી. મા. ૧૧. મા. ફા. વ. ૧૦. આ. શુ. ૧૩. મેળો. |
| ૩૮ | જિરાવલા | પાર્શ્વનાથ | ડીસા | આબુ. મા. ૧૮. ભા. સુ. ૪–૬ મેળો. |
| ૩૯ | જેસલમેર | ,, | બાડમેર | પ્રાચીન ગ્રંથ ભંડારો (મોટર). |
| ૪૦ | લોદ્રવા | ,, | ,, | જેસલમેર મા. ૧૦. |

## મહારાષ્ટ્ર—વરાડ

| | | | | |
|---|---|---|---|---|
| ૪૧ | કુંભોજ | જગવલ્લભ પાર્શ્વનાથ. | હાથકલંગડા | મીરજ. મા. ૧૭. કોલ્હાપુર. મા. ૧૩. (સાંગલી). કાર્તિકી-ચૈત્રી ૧૫ મેળો. |
| ૪૨ | કુલપાક | આદિનાથ | આલેર | માણેકસ્વામી હર્ષકારક મહાવીર. |
| ૪૩ | ભાંદક (ભદ્રાવતી) | પાર્શ્વનાથ | ભાંદક | કેશરીયા પાર્શ્વ. મંદિર ૨. ચાંદા મા. ૧૮. |
| ૪૪ | સિરપુર (અંતરીક્ષ). | અંતરીક્ષ પાર્શ્વનાથ | આકોલા | અધ્ધર મૂર્તિ. બાલાપુર. મા. ૪૮. |

## કચ્છ

| | | | | |
|---|---|---|---|---|
| | ભદ્રેશ્વર | મહાવીર | અંજાર | રેકડી મળશે (ઊંટ મળશે) |

卐 卐 卐

## (૩) સોળ સતીઓનાં નામ.

(૧) બ્રાહ્મી (૨) સુંદરી. (૩) ચંદનબાલાજી. (૪) રાજિમતીજી. (૫) દ્રૌપદી (૬) કૌશલ્યા. (૭) મૃગાવતીજી. (૮) સુલસા. (૯) સીતાજી. (૧૦) સુભદ્રા (૧૧) શિવા (૧૨) કુંતા. (૧૩) શીલવતી (૧૪) દમયંતી (૧૫) પ્રભાવતી અથવા પુષ્પચૂલા (૧૬) પદ્માવતી

નીચેનો છંદ પણ એજ મહાસતિઓના નામે બતાવે છે—

બ્રાહ્મી ચંદનબાલિકા ભગવતી, રાજિમતી દ્રૌપદી,
કૌશલ્યા ચ મૃગાવતી ચ સુલસા, સીતા સુભદ્રા શિવા,
કુંતી શીલવતી નલસ્ય દયિતા, ચૂલા પ્રભાવત્યપિ,
પદ્માવત્યપિ સુંદરી જિનસુખે, કુર્વંતુ વો મંગલમ્

## (૪) ચોવીશ તીર્થંકર ભગવંતોના નામ અને લંછન.

| નામ | લછન | નામ | લંછન |
|---|---|---|---|
| ૧ શ્રી ઋષભદેવસ્વામીજી | બળદ | ૧૩ શ્રી વિમળનાથજી | વરાહ (ભૂંડ) |
| ૨ ,, અજિતનાથજી | હાથી | ૧૪ ,, અનંતનાથજી | સીંચાણો |
| ૩ ,, સંભવનાથજી | ઘોડો | ૧૫ ,, ધર્મનાથજી | વજ્ર |
| ૪ ,, અભિનંદનસ્વામીજી | વાંદરો | ૧૬ ,, શાંતિનાથજી | મૃગ—હરણ |
| ૫ ,, સુમતિનાથજી | ક્રૌંચપક્ષી | ૧૭ ,, કુંથુનાથજી | છાગ (બોકડો) |
| ૬ ,, પદ્મપ્રભસ્વામીજી | કમળ | ૧૮ ,, અરનાથજી | નંદાવર્ત |
| ૭ ,, સુપાર્શ્વનાથજી | સાથીઓ | ૧૯ ,, મલ્લિનાથજી | કુંભ |
| ૮ ,, ચંદ્રપ્રભસ્વામીજી | ચંદ્ર | ૨૦ ,, મુનિસુવ્રતસ્વામીજી | કાચબો |
| ૯ ,, સુવિધિનાથજી | મગરમચ્છ | ૨૧ ,, નમિનાથજી | નીલ (લીલું) કમળ |
| ૧૦ ,, શીતલનાથજી | શ્રીવત્સ | ૨૨ ,, નેમનાથજી | શંખ |
| ૧૧ ,, શ્રેયાંસનાથજી | ગેંડો | ૨૩ ,, પાર્શ્વનાથજી | સર્પ |
| ૧૨ ,, વાસુપૂજ્યસ્વામી | મહિષ (પાડો) | ૨૪ ,, મહાવીરસ્વામીજી | સિંહ |

## નીચેનું ચૈત્યવંદન પણ ચોવીશ તીર્થંકર ભગવાનના લછનોનું સૂચક છે.

વૃષભ લંછન ઋષભદેવ, અજિત લછન હાથી,
સંભવ લછન ઘોડલો, શિવપુરનો સાથી [૧]

અભિનંદન લંછન કપિ, ક્રૌંચ લછન સુમતિ,
પદ્મ લછન પદ્મપ્રભુ, વિશ્વ દેવ સુમતિ [૨]

સુપાર્શ્વ લંછન સાથીઓ, ચદ્રપ્રભુ લછન ચંદ્ર,
મગર લંછન સુવિધિપ્રભુ, શ્રીવચ્છ શીતલ જિણંદ [૩]

લંછન ખડ્ગી શ્રેયાંસને, વાસુપૂજ્યને મહિષ,
સૂઅર લછન વિમલદેવ, ભવિયાં તે નમો શીષ [૪]

સીંચાણો જિણ અનંતને, વજ્ર લછન શ્રીધર્મ,
શાંતિ લંછન મૃગલો, રાખે ધર્મનો મર્મ [૫]

કુંથુનાથ જિન બોકડો, અરજિન નંદાવર્ત,
મલ્લિ કુંભ વખાણીયે, સુવ્રત કચ્છપ વિખ્યાત [૬]

નમિ જિનને નીલુ કમલ, પામીએ પંકજ માંહી,
શંખ લછન પ્રભુ નેમજી, દીસે ઉંચે આંહી [૭]

પાર્શ્વનાથજીને ચરણ સર્પ નીલ વર્ણ શોભિત,
સિંહ લછન કંચન તણુ, વર્ધમાન વિખ્યાત [૮]

એણીપર લછન ચિંતવીએ, ઓળખીએ જિનરાય,
જ્ઞાનવિમળ પ્રભુ સેવતા, લક્ષ્મીરતન સૂરિરાય [૯]

卐 卐 卐

# (૫) રાજા દેવપાલનું જીવન ચરિત્ર.

ભરતક્ષેત્ર સંસ્કારિથી એઢાએલું ક્ષેત્ર છે. એની ભૂમિ એ પવિત્ર ભૂમિ છે. એ પવિત્ર ભૂમિ ઉપર વિશ્વનું કલ્યાણ કરનારા અનંતા મહાપુરુષો થયા છે. એ મહાપુરુષો વિશ્વનું કલ્યાણ કરવા માટે ભારતની પુણ્યભૂમિ ઉપર વિચર્યા છે. તેથી જ ભારતભૂમિ રત્નોની ખાણ સમાન ગણાય છે, એની રજેરજમાં આ આત્મ-ગુણની સુવાસ અને સંસ્કારનું બીજ છે. એ ભૂમિ અનેક સુશોભિત અને મનમોહક નગરીઓથી તેમ જ તીર્થોથી વિભૂષિત છે.

ભરતક્ષેત્રનું અચલપુર તે ખરેખર 'અચલ' હતું. તે નામ ભાવસૂચક હતું. ગુણ–સમૃદ્ધિ, રાજ–સાહ્યબી, વૈભવ–વિલાસો અને લક્ષ્મીની છોળો ત્યાં ઉછળી રહી હતી. અનેક ઉદાર ગુણસંપન્ન ધનકુબેરોનો ત્યાં વસવાટ હતો. વેપાર–રોજગાર વિગેરે સારી રીતે નીતિપૂર્વક ચાલતા હતા. ધર્મભાવના તથા દેવ, ગુરુ અને ધર્મની આરાધના માટેની સગવડ સારામાં સારી હતી. તે નગરીના લોકો લક્ષ્મીના પૂજારી નહીં પણ ગુણના પૂજારી હતા. એવું તે અચલપુર સંપૂર્ણ કળાઓથી ખીલી ઉઠેલું હતું.

સત્તા અને કીર્તિ, ન્યાય અને નીતિ, ગુણ અને ધર્મ જેનાં ચારે દિશાએ પ્રસરી રહ્યા હતા, યશોગાથા જેની ચોમેર ફેલાઈ રહી હતી, એવો પ્રજાવત્સલ અને પ્રતાપી સિંહરથ નામે રાજા ત્યાં રાજ્ય કરતો હતો, જેની સેવામાં અનેક રાજસેવકો હતા.

રાજવૈભવ તો જેનો બેસુમાર હતો, ભંડાર પણ લક્ષ્મીથી ભરપૂર હતો. રાજા પોતે પોતાના નામ પ્રમાણે સિંહ સમાન પરાક્રમી હોવાથી દુશ્મનો મૃગલાંઓની માફક ભાગતાં ફરતાં હતાં. એવા એ સિંહરથ રાજાને રૂપરંગે યુક્ત અને ગુણે કરીને અલંકૃત કનકમાલા અને શીલવતી નામે બે રાણીઓ હતી, અને મનોરમા નામે ગુણવંતી પુત્રી હતી. રાજાની પુત્રી એટલે

એમાં શું કહેવાનું હોય ? તે રૂપરૂપનો અંબાર હતી, એટલું જ નહીં પણ ગુણનો ભંડાર હતી ગુણ વિનાનું રૂપ એ લૂણ વિનાના અન્ન જેવું છે, કારણ કે ગુણ સિવાયનું એકલું રૂપ કોઇ વખત અનર્થ કરી જાય છે, ને ભારી મુશ્કેલીમાં મૂકાવે છે

તે જ અચલપુરમાં રાજાનો અત્યંત માનીતો જિનદત્ત નામે એક શ્રેષ્ઠી રહેતો હતો શેઠ પણ દયાળુ, ઉદાર અને માનવતાના ગુણોથી વિભૂષિત હતો દુ ખીઓના દુ ખોનો ભાગીદાર બનતો ગરીબોને માટે જેના ભંડારો ખુલ્લા હતા, આગણે આવેલો પાછો જાય નહીં, એવી જેને ત્યા નીતિ હતી, સમ્યગ્દૃષ્ટિ અને સંસ્કારી જીવન જીવવાના જેને કોડ હતા, એવા કરુણાભાવિત જિનદત્ત શેઠને ત્યા ક્ષત્રિયવંશી અને કૃતજ્ઞ દેવપાલ નામે એક નોકર રહેતો હતો શેઠના પરિચયથી તે જૈન ધર્મ પ્રત્યે અચળ શ્રદ્ધાળુ થયો હતો સદ્ગુરુઓના સમાગમથી તે જૈન ધર્મના રહસ્યને જાણતો થયો હતો "વિશ્વના સઘળાય ધર્મમા જૈન ધર્મ ચઢિયાતો અને સંપૂર્ણ છે," એવો સમકિતનો રંગ એના આત્માના પ્રદેશે પ્રદેશે ફરી વળ્યો હતો ધર્મ વિનાનું જીવન એને મન અકારુ અને અરુચ લાગતુ હતુ "જીવનને જીવતા શિખવાડનાર જો કોઇ પણ કળા હોય તો તે ધર્મકળા જ છે,' એમ એના મનમા મચોટ વસી ગયુ હતુ ધર્મની એને મન શ્વાસોશ્વાસ કરતા પણ અધિક કિંમત હતી આજના સભ્ય અને સંસ્કારી ગણાતા સંસારીની અસભ્યતા એનામા ન હતી, કે જેથી એ ધર્મને કે ધર્મના અર્થી જનોને ઢોંગી કે દભી માને ! આવુ જીવન દેવપાલનુ હતુ સાચે ઉત્તમ જનોના સંસર્ગથી જીવો શુ નથી પામી શકતા ? કહેવુ જોઇએ કે કલ્યાણકામી આત્માઓ સત્સંગથી બધુંયે પામી શકે છે

વર્ષાઋતુનો દિવસ હતો. વાદળાંઓથી આકાશ છવાઇ ગયુ હતુ મેઘ સિંહના જેવી ગર્જના કરતો હતો વીજળી આકાશમાં

થોડે થોડે આંતરે ઝબકારા મારતી હતી વરસાદ ધોધમાર પડતો હતો પાણીનાં પૂર ખળખળ વહી રહ્યાં હતાં. સરિતાનું નીર સમુદ્રને મળવાને જાણે ઉત્સુક ન બન્યું હોય તેમ ઘોડાપૂર વેગે વહી રહ્યુ હતુ. ઉછળતાં પાણીનાં દૃશ્યો કાચા હૃદયના માણસને વિહ્વળ બનાવે તેવા હતાં પાણીનો અવાજ ચિત્તભ્રમ ઉપજાવે તેવો હતો આવા બિહામણા સમયે દેવપાલ ઠંડીથી રક્ષણ મેળવવા ગરમ કામળો ઓઢી નદીના કાંઠાના એક ભાગ પર ગાયોને લઈ ચારવા ગયો હતો.

તે અવસરે ગાયો નદીના તટની આજુબાજુ ચરી રહી હતી નદીનો જળપ્રવાહ ઘુઘવાટા કરતો વહી રહ્યો હતો. દેવપાલ લાકડીના ટેકે એક બાજુ ઊભો ઊભો વરસાદના પડતા પાણીને અને આજુબાજુ વરસાદથી ઊભા થએલાં દૃશ્યોને જોતો હતો એવામા પાણીના વહેતા ધોધમારથી નદીના કાંઠાનો એક બાજુનો ભાગ એકદમ ધસી પડયો. દેવપાલની નજર તે બાજુ પડી દેવપાલે ધસી ગએલા ભાગમાં શ્રી યુગાદિદેવની જિનપ્રતિમાને જોઈ એના રોમ તો આનંદના આવેગથી ખડાં થેઈ ગયાં મનમાં તે પોતાના આત્માને ધન્ય અને પુણ્યશાલી માનવા લાગ્યો અહો ! કેવું મારુ અહોભાગ્ય ! વનવગડામાં અકાળે મને શ્રી જિનેશ્વર ભગવાનના દર્શન થયા. સસાર સમુદ્ર તરવાનું મને ઉત્તમોત્તમ સાધન સહજમા મળ્યુ હવે તો આ દેવાધિ દેવને કોઇ સારા સ્થળે સ્થાપન કરૂ એવો સકલ્પ કરી, નદીના કાંઠા પર જ એક પર્ણકુટી બનાવી, તેણે પોતાનાં હૃદયમ દિગ્મા અને તે પર્ણકુટીમા દેવાધિદેવનુ સ્થાપન કર્યું. તેજ વખતે તેણે વીતરાગદેવની સન્મુખ દઢ નિશ્ચય કર્યો, કે રોજ જ્યા સુધી ત્રણ ભુવનના નાથના દર્શન ન કરૂ, ત્યાં સુધી માટે અન્ન કે પાણી લેવુ નહીં. આવો નિયમ લઈ હરહંમેશ શક્તિ મુજબના સુદર ઉપકરણો અને સામગ્રી વડે તે પૂજા-સેવા-ભક્તિ કરવા લાગ્યો.

દેવપાલ સમજતો હતો કે, વીતરાગ દેવના દર્શન અને સેવા-ભક્તિને ભૂલી, જીવનને સ્વૈરવિહારી બનાવવુ એ દુર્ગતિનુ કારણ છે, જ્યારે જૈન દર્શનના રહસ્યને પામી જ્ઞાનયોગમા તન્મય રહેવુ એ સદ્‌ગતિનુ કારણ છે તેથી દેવપાને ઉન્નતિના માર્ગે ખૂબખૂબ આગળ વધવા માટે વીતરાગદેવની બિનશરતી શરણાગતિ સ્વીકારી લીધી "श्रेयांसि बहुविघ्नानि" એ નિયમાનુસાર વ્રતધારીઓને ઓચિતી અનેક પ્રકારની મુશ્કેલીઓ અને વિટંબણાઓ નડીને ઉભી રહે છે કસોટીની એરણ પર ચડવુ પડે છે તેમા પસાર થાય તો જ તેની કિંમત અંકાય છે મહા પુરુષોને પણ જિંદગીમા અનેક પ્રકારના સંકટો સહેવાના હોય છે સાવચેતી રાખી સહીસલામતીપૂર્વક માર્ગ કાપવો એમા જ મહાત્માઓના સામર્થ્યની ખરી કસોટી છે દેવપાલને પણ પ્રભુભક્તિમા એક વેળા અંતરાય નડયો, પણ દેવપાલ થોડો જ ગભરાય તેમ હતો? દેવપાલને ખ્યાલ હતો જ, કે કસોટી એ **જીવન ઉન્નતિની જડીબુટ્ટી છે.**

એક દિવસે બેસુમાર ને મુશળધાર વરસાદ વરસવો શરૂ થયો પાણીના પૂર ખૂબ વહેતા થયા ગાજવીજ શરૂ થઇ સૂર્ય વાદળાઓથી ઢંકાઈ ગયો બધુ વાતાવરણ શૂન્ય ને ગમગીન બની ગયુ જ્યાં નજર નાખો ત્યા પાણી જ પાણી! જાણે પૃથ્વીએ પાણીનો શણગાર જ સજ્યો ન હોય! એવો દેખાવ ચોમેર બની ગયો ઘર બહાર નીકળી શકાય તેવા સંજોગો રહ્યા નહીં દેવપાલ પણ બિહામણા અને ગમગીન વાતાવરણમા જિનેશ્વર ભગવાનના દર્શન કરવા જઈ શકયો નહીં આવુ તો સાત દિવસ સુધી એકધારુ વાતાવરણ રહ્યુ! દેવપાલને તો નિયમ હતો, કે-દર્શન કર્યા સિવાય અન્ન-પાણી લેવા નહીં! એટલે સાત દિવસ સુધી ઉપવાસ કર્યા આઠમા દિવસે જ્યારે વરસાદ કુદરતે અટકયો ત્યારે દેવપાલ પ્રભુના દર્શન કરી શકયો. એ

હાથ જોડી નમ્રભાવે શ્રદ્ધાપવિત્ર ભકત દેવપાલ પ્રભુની સમક્ષ સ્તુતિ કરવા લાગ્યો કે :-

"હે પ્રભુ! મંદભાગી એવો હું સાત દિવસ સુધી આપનાં પવિત્ર દર્શન કરી શકયો નહીં. મારા સાત દિવસ સેવા-ભકિત વિના વ્યર્થ ગયા. આજે આઠમે દિવસે આપના દર્શન પામ્યો, તેથી મારો આત્મા આજે કૃતાર્થ થયો છે. આપના દર્શન વિના મને બીજી કોઈ વસ્તુની ઈચ્છા જ નથી. (શરીર પણ અસ્વસ્થ રહેતું હતું. જિનભકિત વિના મન આકુળ વ્યાકુળ બની ગયું હતું. આત્મા અશાંતિનો ભોગ બન્યો હતો. આજુબાજુનું વાતાવરણ શૂન્ય ભાસતું હતું.) માટે હે વિભુ! આપની પાસે કેવળ એક જ પ્રાર્થના વિનીત ભાવે કરું છું, કે આપના દર્શન મને નિર્વિઘ્નપણે નિત્ય મળો!" આ પ્રમાણે દેવપાલ દેવાધિદેવની સન્મુખ રહી પ્રાર્થના કરી રહ્યો છે, એટલામાં યુગાદિદેવની અધિષ્ઠાયિકા દેવી ચક્રેશ્વરી પ્રગટ થયાં, અને દેવપાલને ઉદ્દેશીને કહ્યું, કેઃ-

"દેવપાલ! જે યુગાદિદેવનો તું ભક્ત છે તે પ્રભુની હું અધિષ્ઠાયિકા દેવી છું, તારે જે માંગવું હોય તે માંગી લે."

પ્રભુની ભક્તિથી રંગાએલા દેવપાલે જવાબમાં જણાવ્યું-'દેવી! મારે મારા જીવનમાં એક જ માગવાનું છે, તે એ કે-શ્રી જિનેશ્વર ભગવાનની સેવા-ભક્તિ મને અખંડપણે પ્રાપ્ત થાઓ! એ સિવાય અન્ય મારે કશું માગવાનું છે નહીં.'

'દેવપાલ! એમાં તે શું માગ્યુ? હું તો આ લોકના ઈચ્છિત સુખોને આપવા આવી છું હું તારા પર પ્રસન્ન થઈ છું. માટે બીજું કાંઈ માંગી લે!'

'દેવી! ભગવાનની ભકિત આ લોકના સુખના માટે હું કરતો નથી, પણ મોક્ષસુખને માટે મારી આ ભકિત છે, માટે હું જે માગું છું તેમાં તું સહાય કર!'

'દેવપાલ! એમા તો મારી મહાય જ છે, તારી ભક્તિથી આકર્ષાઇને હુ આવી છુ, માટે બીજુ કાઇ માગી લે! દેવ દેવીના દર્શન નિષ્ફળ જતા નથી '

'દેવી! બીજુ માગવુ એ તો હાથી વેચી ગધેડા ખરીદવા જેવુ છે, માટે બીજુ કાઈ માગવાનુ રહેતુ નથી '

'દેવપાલ! તારી અડગ શ્રદ્ધા જોઈ હુ વરદાન આપુ છુ, કેન્તુ ટૂક મમયમા આજ નગરનો સ્વામી થશે '

'દેવી! મને રાજ્યની કે રાજા થવાની ઇચ્છા નથી, કારણ કહેવાય છે કે રાજેશ્વરી તે નરકેશ્વરી જો રાજા પ્રભુના ધર્મની આરાધના વિના મૃત્યુ પામે, તો નરકનો અધિકારી બને છે, માટે મારી તેવી ઈચ્છા નથી રાજા બન્યા પછી પરિણામે નરકના અધિકારી બનવુ પડતુ હોય તો તેવા રાજા બનવાની મને જરૂર જ નથી '

'દેવપાલ! તુ રાજા બનવા છતા પણ નરકનો અધિકારી નહીં થાય, તેવી હુ ખાત્રી આપુ છુ, માટે તુ ખુશીથી રાજ પાટને ભોગવ! દેવી વરદાન મિથ્યા થનાર નથી '

'દેવી! મારી અનિચ્છા હોવા છતા તું રાજા થવાનુ વરદાન આપે છે તો ભવિષ્યમા જે થવાનુ હોય તે ભલે થાઓ.'

'દેવપાલ! તારી ભલે અનિચ્છા હોય, તો પણ તુ રાજા થવાનો છે તે નક્કી છે એમ કહી દેવી અદૃશ્ય થઈ

દેવપાલ પણ દેવીના અદૃશ્ય થયા બાદ પ્રભુદર્શન, પૂજા, સ્તવન વિગેરે કરી ઉલ્લાસ અને ભક્તિભર્યા હૃદયે ઘેર પાછો ફર્યો સાત ઉપવાસનુ આજે પારણુ હોવા છતા, પારણુ કરવાની ઈચ્છા કે ઉતાવળ નથી, ક્ષુધા કે ભૂખ નથી. એ કોનો પ્રભાવ? કહેવુ જોઇએ કે દેવપાલની પ્રભુ પ્રત્યેની અવિચ્છિન્ન ભક્તિ અને દૃઢ શ્રદ્ધાનો એ પ્રભાવ હતા

દેવપાલ તો જિનદત્ત શેઠનો ફક્ત નોકર જ છે નોકરની ઉત્તમતાને અગે શેઠને ગોત્ર લેવા જેવુ હોય છે જિનદત્ત

શેઠને પણ દેવપાલને સાત ઉપવાસનું પારણું કરાવવાનો અપૂર્વ અવસર સાપડયો. શેઠે બહુમાનપૂર્વક તેનું સન્માન કર્યું, અને અત્યંત ઉલ્લાસપૂર્વક દેવપાલને ખીરનું પારણું કરાવ્યું. આ રીતે શેઠે પણ પોતાના આત્માને ધન્ય બનાવ્યો.

(૨)

એક વખત નગરની બહાર એક ભવ્ય ઉદ્યાનમાં મહાતપસ્વી અને ઉગ્ર ધ્યાની દમસાર મુનિવર પધાર્યા. તપ અને ત્યાગ, ક્ષમા અને માર્દવતા, તેમ જ ધ્યાન અને સમભાવનાના બળે તે મહર્ષિને ત્રણ લોકાલોકને પ્રકાશનારું અનંતુ કેવલજ્ઞાન પ્રાપ્ત થયું. દેવોએ કેવલજ્ઞાન મહોત્સવ કર્યો! દેવોનો મહોત્સવ એટલે એમાં શું ખામી હોય? નગરના ભાવિક આત્માઓ તે જાણીને કેવળી ભગવાનને વંદન કરવા તે ઉદ્યાનમાં હર્ષિત હૃદયે જવા લાગ્યા નગરજનોની અવરજવર વધી જવાથી રાજાએ રાજસેવકને પૂછયું કે–

'નગરજનો કયાં જઇ રહ્યા છે?'

'મહારાજા! આપણા નગરની બહાર આવેલા ઉદ્યાનમાં એક કેવલજ્ઞાની ભગવાન પધાર્યા છે તે ભગવંતને વંદનાર્થે ગામના લોકો પરિવાર સાથે જઈ રહ્યા છે.' સેવકે જવાબ આપ્યો રાજાએ પોતે પણ જવાની ભાવના બતાવી, અને વંદન માટે સર્વ તૈયારી કરી.

રાજા સિંહરથ પોતાની ઋદ્ધિસિદ્ધિ અને રાજા તરીકે શોભે તેવા પ્રકારની બધી તૈયારીઓ સાથે ત્રણ લોકના નાથ તારક શ્રી દમસાર કેવલજ્ઞાની ભગવાનને વંદન કરવા ગયા. એ મહાજ્ઞાનીએ રત્નજડિત સુવર્ણના સિંહાસનપર બિરાજમાન થઈ, ભવ્યજનોને ઉદ્દેશી સંસાર દુ:ખનિસ્તારિણી કલ્યાણમયી ધર્મદેશના આપવી શરૂ કરી. દેશના સાંભળ્યા બાદ સિંહરથ રાજાએ પૂછયુ–

'હે ભગવંત! મારું આયુષ્ય હવે કેટલું બાકી છે?'

બોલાવું, તે મને કાંઈ માર્ગ કાઢી આપશે,' એમ વિચારી શેઠને બોલાવવા નોકરને મોકલ્યો, પણ શેઠને ઘણું જ અભિમાન આવ્યું હતું. 'મારો નોકર રાજા થાય ને હું તેને નમવા જાઉં?' એમ વિચારી ના પાડી તેથી રાજા દેવપાલનું ત્યાંથી પણ સ્વમાન ઘવાયું. રાજાની ચિંતામાં ઓર વધારો થયો.

ચિંતાતુર અને ઉદાસીન વદને દેવપાલ નદીના તટે પર્ણ કુટીમાં શ્રી જિનેશ્વર ભગવાનના દર્શન કરવાને ગયો ધ્યાન મગ્ન બની પ્રાર્થના કરવા લાગ્યો કે-' હે વિભો! હું રાજ્યનો સ્વામી તો બન્યો, પણ મારી સ્થિતિ કફોડી બની છે રાજ્યના અધિકારીઓ અને રાજસેવકો મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે, તો મારે રાજ્યનું પાલન કઇ રીતે કરવું? હોળીના રાજાની જેમ મારે બનાવટી રાજા તરીકે જીવન જીવવું એ તો એક જાતની ગુલામી કે બંધન છે ભગવાનના પ્રભાવથી મારી ચિંતા દૂર થાઓ!' એ રીતે દેવપાલે પોતાની હૃદયવેદના વ્યકત કરી ચક્રેશ્વરી દેવીએ પ્રત્યક્ષ થઈ કહ્યુ, 'દેવપાલ! આવી ચિંતા શા માટે કરે છે?'

'દેવી! હું તમારા વરદાનથી રાજા તો બન્યો, પણ મુશ્કેલીમાં મૂકાયો છું '

'દેવપાલ! તારી મુશ્કેલી ટકશે નહિ '

'તો મારે શું કરવું?'

'તેનો ઉપાય હું બતાવું છું ચમત્કાર વિના દુનિયામા નમસ્કાર થવાનો નથી, માટે કુંભારને બોલાવી એક માટીનો સુંદર અને ભવ્યાકૃતિવાળો ઐરાવણ હાથી બનાવરાવી તેના ઉપર તમારે સ્વાર થવું દેવી પ્રભાવથી મેઘગર્જના કરતો અને મદોન્મત્તની માફક ડગલો મારતો તે આમતેમ ફરશે ને લોક ગધાનું અભિમાન પાણીની માફક ઓગળી જશે '

રાજાએ રાજમહેલે પાછા ફરીને, દેવીના કહેવા મુજબ કુંભારને બોલાવી હાથી બનાવવાનો હુકમ કર્યો હાથી તૈયાર

થયો અને દેવપાલ તેના ઉપર આરૂઢ થયો. દૈવી પ્રભાવથી ઐરાવણ હાથીની જેમ તે આમતેમ ફરવા લાગ્યો. આ ચમત્કાર જોઈ રાજ્યનો અધિકારી વર્ગ અને રાજસેવકો આશ્ચર્યમુગ્ધ બન્યા, અને પરસ્પર વાતો કરવા લાગ્યા કે—" રાજા' દેવપાલને તો દેવસહાય લાગે છે. તે વિના માટીના હાથીને જીવંત બનાવી શકે નહીં. હવે આપણે બધા તેને અનુકુળ નહીં થઇએ, તો રાજા આપણને હેરાન પરેશાન કરી મૂકશે. એક તો રાજસત્તા અને તેમાં વળી દેવસહાય, પછી તેમાં શું પૂછવાનું હોય ? માટે તે ધારશે ત્યારે હાથ-પગમાં લોઢાની બેડી નાંખી જેલના સળિયાની પાછળ ધકેલી દેશે, અને જો તે સંતુષ્ટ હશે તો આપણને સારી રીતે રાહત આપશે, માટે આપણે બધા રાજા દેવપાલની પાસે જઇએ અને થએલા અપરાધોની માફી માંગીએ."

રાજ્યનો મંત્રિવર્ગ અને રાજસેવકો દેવપાલની પાસે આવી બે હાથ જોડી કહેવા લાગ્યા કે—'હે કૃપાળુ રાજન્! આપના અપરાધો અમે ઘણાં કર્યા છે, ક્ષમા કરો! અજ્ઞાની એવા અમે, આપના પ્રતાપ, તેજ અને ઐશ્વર્યને જાણ્યા સિવાય આપની અવજ્ઞા કરી છે, તે અમારી મહાન્ ભૂલ થઈ છે'

'તમે તમારો ધર્મ ચૂકીને જે વર્તન ચલાવ્યુ છે, તે ઠીક કર્યું નથી; પરંતુ તમે થએલા અપરાધોની માફી માગો છો, એટલે મારે રાજધર્મ તરીકે માફી આપવી જોઇએ, એથી માફી આપું છું. પણ હવે પછી ફરી માફી માગવાનો અવસર ન આવે. તે ખ્યાલમાં રાખવાનું ચૂકશો નહીં!'

'આપની આજ્ઞા અમે માથે ચડાવીએ છીએ.'

એ રીતે સર્વે અનુકૂળ થયા પછી રાજા દેવપાલે જિનદત્ત શેઠને બોલાવવા રાજસેવકને મોકલ્યો. જિનદત્ત શેઠ આવ્યા પણ હૃદયમાં દુઃખ હતું, કારણ કે પૂર્વે રાજાનું અપમાન કર્યું હતું. રાજા પણ જાણતા હતા કે જિનદત્ત શેઠને આવવામાં

સ કોચ રહેશે જિનદત્ત શેઠે દેવપાલના દર્શન થતા વેત જ બે હાથ જોડી નમસ્કાર કર્યા રાજાએ પણ વળતા નમસ્કાર ઝીલ્યા, અને યોગ્ય આસને બેસાડી કહ્યુ, કે—

'શેઠ! તમે માત્ર પૂર્વપરિસ્થિતિના મહાન્ ઉપકારી છો તમારુ દાસપણુ કરવાના પ્રભાવથી તો હુ રાજા બન્યો છુ, તો હુ તમને કેમ ભૂલુ ?'

'રાજાજી! આપ દયાળુ અને ઉદાર છો. પૂર્વે મે અવગણના કરી છે ત માટે ક્ષમા કરો!'

'શેઠ! ભૂલ મનુ ય માત્રની થાય છે ભૂલના ભોગ બન્યા પછી જળોની જેમ ભૂલને વળગી રહેવુ એ જ મનુષ્યની ગભીર ભૂલ છે'

રાજાજી! ફરી ભુલ ન થાય, તેના માટે પૂરતી તકેદારી રાખીશ આજે આપે અને તેડુ મોકલ્યુ, તેના માટે આપનો આભારી છુ'

'શેઠ! હવે મારો એવો વિચાર છે કે-તમે મારા પૂર્વના ઉપકારી હોવાથી તમને મહાઅમાત્યના પદે આજથી મૂકુ.'

'જેવી આપની આજ્ઞા!' શેઠે જવાબ વાળ્યો.

રાજા દેવપાલે અન્ય સર્વ અધિકારીવગને પોતપોતાના હોદ્દે રાખ્યા, અને સર્વ રાજતંત્રની ચાવી મહાઅમાત્યને સોપી.

રાજ્ય ભોગવવાની અનુકૂળતા કરી આપનાર ચક્રેશ્વરી દેવીએ સૂચના કરી હતી, કે-'દેવપાલ! રાજ્ય ભોગવવામા જિનેશ્વર ભ ાવાનના દર્શન-પૂજા ચૂકીશ નહીં' દેવીના એ વચન મુજબ રાજ્યસુખ ભોગવવા સાથે રાજા વીતરાગ દેવની ભક્તિમા અનુરક્ત રહવા લાગ્યો

( ૪ )

ગામોગામ વિહાર કરતા અને ભવ્ય જીવોને ઉપદેશ આપતા 'દ્રમસહ' ઉર્ફે અચરત નગરની બહાર આવેલા ઉદ્યાનમા

પધાર્યા. પુરજનો ભગવંતને વંદન કરવાને માટે હર્ષના આવેગમાં જઈ રહ્યા હતા. રાજાને પણ જાણ થઈ કે પરમ ઉદ્ધારક એવા કેવળી ભગવાન પધાર્યા છે. આથી દેવપાલ રાજા પોતાના સૈન્ય પરિવાર સહિત ભગવંતને વંદન કરવાને ગયા. વિધિપૂર્વક વંદન કરી યથોચિત સ્થાને બેસીને કેવળી ભગવંતની વાણી સાંભળવાને ઉત્સુક બન્યા.

ભવ્ય જીવોના ઉદ્ધારક કેવળી ભગવાને સુવર્ણ કમળ પર બિરાજમાન થઈ હિતકારી એવો ઉપદેશ આપવો શરૂ કર્યો. કેવળીની વાણી સર્વ ગુણે કરીને અલંકૃત અને ઇચ્છિતોને આપનારી હોવાથી જીવો શું ન મેળવી શકે? કેવળી ભગવંતે દ્રવ્યપૂજા અને ભાવપૂજાનું સારભૂત તત્ત્વ અમીભરી શૈલીમાં રજૂ કર્યું. તે સાંભળીને દેવપાલ રાજા પ્રભુ પ્રત્યેની ભક્તિમાં વધુ જાગ્રત અને ઉત્સાહવાળો બન્યો. એક ભવ્ય અને સુશોભિત જિનાલય તૈયાર કરાવવાની ભાવના જાગી. તત્કાલ તે ભાવનાને મૂર્ત સ્વરૂપ આપ્યું અને દેવભવન જેવું એક મનોરમ જિનાલય તૈયાર કરાવ્યું. તેમાં દેવાધિદેવના સુવર્ણમય જિનબિંબની મોટા મહોત્સવપૂર્વક કેવળી ભગવાન પાસે પ્રતિષ્ઠા કરાવી દેવપાલે આ પ્રતિષ્ઠા કરાવીને જીવનમાં મોટું પુણ્ય ઉપાર્જન કર્યું અને મળેલા દ્રવ્યનો સદુપયોગ કરી જિનભક્તિમાં વધારો કર્યો દેવપાલ રાજાએ વીશ સ્થાનકમાંથી પહેલા અરિહંતપદનું વિધિપૂર્વક આરાધન કરવાનું તપ શરૂ કર્યું. મન, વચન અને કાયાના શુભ યોગોદ્વારા હીરા, મોતી, માણેક અને સુવર્ણની ભારી આંગીઓ રચાવી, વિવિધ પ્રકારના સ્નાત્ર મહોત્સવો કરી જીવનને સફળ બનાવ્યું. વિધવિધ પ્રકારની ઉંચી સામગ્રીઓથી સાધર્મિક બંધુઓની ભક્તિ કરવાનું પણ તે ચૂકતા નહીં. દેશોદેશમાં આવેલા તીર્થોની મહાયાત્રાઓ કરી દેવ, ગુરુ અને ધર્મનું રૂડી રીતે આરાધન કરવા દ્વારા દેવપાલ રાજાએ શ્રી તીર્થંકર પદ ઉપાર્જન કર્યું.

( ૫ )

હવે તો દેવપાલ રાજા નિરંતર ધર્મ આરાધનામા અનુરક્ત રહેતા હતા રાજકારભાર હળવો કરી નાંખ્યો હતો સસાર અને રાજ્યના સુખો તેમને તુચ્છ લાગતા હતા આત્મા વૈરાગ્યવાસિત બન્યો હતો, અને એથી સંસારમા ઉદાસીનભાવે રહેવા લાગ્યા

એક વેળાએ રાજા-રાણી નગર બહાર ફરવાને માટે ગયા, તેવામા રાણીએ કાષ્ઠના ભારાને ઉપાડી આવતા એક પુરુષને જોયો તેને જોતા જ રાણી મૂર્છા પામી રાજાએ સમયસૂચકતા વાપરી શીતોપચાર કર્યો શુદ્ધિ આવતા રાજાએ રાણીને પૂછ્યુ

'અચાનક શુ થયુ ?'

'કઠિયારાને જોઈ મને જાતિ સ્મરણજ્ઞાન થયુ છે'

'પણ તેમા મૂર્છા પામવાનુ શુ કારણ ?'

'કઠિયારાને જોવાથી મને પૂર્વભવ યાદ આવ્યો'

'પણ પૂર્વભવમા તે એવુ શુ જોયુ ?'

'પૂર્વભવ સાભળવા જેવો છે સાભળો'

'ત્યારે સભળાવો'

રાણીએ પોતાનો પૂર્વભવ કહી સભળાવ્યો

'હુ અને આ કઠિયારો પૂર્વભવમા પતિ-પત્ની હતા. અમારી પરિસ્થિતિ ખૂબ દયાજનક હતી પેટપૂરતુ મેળવવુ પણ મુશ્કેલ હતુ જગલમાથી લાકડાના ભારા લાવી અમારુ ગુજરાન ચલાવતા હતા'

રાજાએ પ્રશ્ન કર્યો કે 'તુ આ ભવમા રાણી બની અને તે લાકડા વેચનારો કઠિયારો જ કેમ રહ્યો ?'

'એના દુષ્કર્મોથી !

'એવા એણે શુ દુષ્કર્મો કર્યા હતા ?'

"સાભળો ! એક સમયે અમે જગલમા લાકડા લેવા ગયા હતા, ત્યા નદીના કાંઠા પર શ્રી વીતરાગ પ્રભુની પ્રતિમાના દર્શન

થયાં. મેં વીતરાગ દેવની બને તેટલી સેવા-ભક્તિ કરી મારા આત્માને પવિત્ર બનાવ્યો, અને મારા પતિને ભાવથી નમસ્કાર કરવાનું જણાવ્યું, ત્યાં તો મારા ઉપર તે ગુસ્સે થયા, અને કહેવા લાગ્યા કે-'પાષાણના પૂતળાંને વળી નમસ્કાર શા? તું તારે કલ્યાણ કરી લે!' આ રીતે દેવાધિદેવની ભયંકરમાં ભયંકર આશાતના કરી, અને તેથી તે મરી ફરી દરિદ્ર કુળમાં ઉત્પન્ન થયો. હું મરીને રાજાની પત્ની થઈ છું. જીવોને પોતાના કરેલા કૃત્યો પ્રમાણે કર્મોનો બંધ થાય છે, અને કર્મોના બંધન મુજબ જીવનનું ઘડતર છે. વિશ્વભરમાં ચાર સત્તાઓનું સામ્રાજ્ય છે, તેમાં એક કર્મસત્તા મુખ્ય રીતે જીવો પર આધિપત્ય ભોગવે છે. માટે જ કહેવાય છે કે- 'कर्मणां गहनागतिः।' કર્મસત્તા પ્રાણીને ગમે તેવો બનાવી શકે છે, માટે તેની કરામત વિચિત્ર છે. રાણી પાસેથી કઠિયારાનો પૂર્વભવ સાંભળી રાજાએ કઠિયારાને કહ્યું કે-'તેં પૂર્વભવમાં શ્રી જિનેશ્વરદેવની ઘોર આશાતના કરી છે, તેથી તું આ ભવમાં દુર્દશા અને દુઃખને ભોગવે છે; માટે દુઃખને દૂર કરવા શ્રી જિનેશ્વર ભગવાનની ભક્તિદ્વારા ધર્મનું આરાધન કર.'

પણ કઠિયારાનો જીવ ભારેકર્મી હતો; તેથી રાજાનું કથન ગળે ઉતરી શક્યું નહીં. રાજાએ કઠિયારાને જવાની રજા આપી. રાજા-રાણી પણ પોતાના નિવાસ સ્થાને પાછા ફર્યા અને તે ધર્મી પતિ-પત્નીએ કેટલાક દિવસો રાજ્યસુખ ભોગવવામાં ગાળ્યાં.

રાણી મનોરમાને પ્રતાપી એવા એક રાજપુત્રનો જન્મ થયો. તેનું નામ દેવસેન રાખવામાં આવ્યું. પુણ્યની પ્રબળતા સિવાય રાજકુળમાં જન્મ થવો મુશ્કેલ છે. ક્રમે કરી દેવસેન યુવાવસ્થાને પામ્યો સુશીલ અને રૂપવાન એવી રાજકન્યા સાથે પાણિગ્રહણ થયું. દેવપાલ રાજા સંસારના સુખોથી કંટાળ્યો હતો. હવે તેને રાજ્યકારભાર બોજારૂપ લાગતો હતો. પુત્રને રાજ્ય ભોગવવાને લાયક જાણી દેવપાલે પોતાના પુત્ર દેવસેનને રાજ્યા-

ભિષેક કરી રાજ્ય સોંપ્યું. અને પોતે શ્રી ચંદ્રપ્રભપ્રભુ ભગવંતની પાસે નિવૃત્તિપ્રધાન એવા સંયમનો સ્વીકાર કર્યો. રાણી મનોરમા પણ પોતાના પતિના માર્ગે ચાલવાવાળી હતી. તેણીએ પણ સંયમ ગ્રહણ કરી પોતાના આત્માને કૃત્યકૃત્ય બનાવ્યો.

શ્રી ચંદ્રપ્રભપ્રભુ પાસે દીક્ષા અંગીકાર કરી, નિરતિચારપણે સંયમનું પાલન કરી, તીવ્ર તપ તપી, નવ પૂર્વ અને અગ્યાર અંગનું પઠન-પાઠન કરતાં કર્મની નિર્જરા કરી, શ્રી અરિહંત પદની આરાધના દ્વારા પ્રાણત નામના દશમા દેવલોકમાં દેવપાલ દેવપણે ઉત્પન્ન થયાં. સાધ્વીશ્રી મનોરમા પણ તે જ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા અને સાથે જ મિત્રપણે રહેવા લાગ્યાં.

રાજાનો જીવ ત્યાંથી, આયુષ્ય પૂર્ણ થયેથી, મહાવિદેહ ક્ષેત્રમાં શ્રી તીર્થંકરપદને પામશે અને રાણીનો જીવ ત્યાંથી ચ્યવી તે ક્ષેત્રમાં તે જ તીર્થંકરના ગણધર થઈ શાશ્વત એવા પરમ સુખને પ્રાપ્ત કરશે.

  

(૬)

# પ્રારંભિક-પ્રશ્નપત્રો

[ અખિલ ભારતીય જૈન સમાજની એક જ સર્વોત્તમ શિક્ષણ સંસ્થા શ્રી જૈન તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠ તરફથી તા. ૧૪-૫-૧૯૮૮ થી અત્યાર સુધીમાં સાત વખત લેવાએલ પ્રારંભિક પરીક્ષામાં ૧૨૫ પાઠશાળાઓ દ્વારા ૨૫૦૦ ભાગ્યશાળી પરીક્ષાર્થીઓ લાભ લઇ ઉત્તીર્ણ થયા છે. આ શિક્ષણક્રમ અનુસાર અભ્યાસ કરતાં સરળ પડે અને કઇ પદ્ધતિથી પરીક્ષા લેવાય છે તેનો ખ્યાલ આવે એ હેતુથી, અત્રે શરૂઆતથી તે પ્રશ્નપત્રો આપ્યા છે. -સંપાદક સમિતિ ]

(દરેક પ્રશ્નપત્રમાં પ્રશ્નોના ઉત્તર સમજપૂર્વક અને મુદ્દાસર લખવા.)
(દરેક પ્રશ્નપત્રમાં શુદ્ધિ અને સ્વચ્છતા માટે ગુણ ૫)
(દરેકમાં કુલ ગુણ ૧૦૦)

**પ્રારંભિક પરીક્ષા (૧)** તા. ૨૭-૬-૧૯૪૮

૧ 'એગિંદિયા' થી 'મિચ્છામિ દુક્કડં' સુધી અને 'જાવ અરિહંતાણં' થી 'અપ્પાણં વોસિરામિ' સુધી સૂત્રના વિભાગ શુદ્ધ લખો. ૧૦

૨ (૧) ૧૬ સતીઓમાંથી ૧૦ સતીઓનાં નામ લખો. ૧૦
(II) મોટા દશ તીર્થોનાં નામ લખો. તેમાંથી તમે કયા કયા તીર્થની યાત્રા કરી છે? ૧૦

૩ નીચેના શબ્દોમાંથી સંબંધપૂર્વક ગમે તે પાંચના અર્થ લખો. તેઇંદિયા, જંભાઇએણં, લોએ, સધાઇયા, સંજમજાત્રા, મોણેણં, પઢમં. ૧૦

૪ ભગવાન શ્રી મહાવીરદેવનું ૨૫ લીટીમાં ટૂંક ચરિત્ર લખો. ૧૫

૫ ખાલી જગ્યા પૂરો. ૧૪

ક (I) .. ભગવાનનું લછન બળદ છે.
(II). ... ,, ,, હાથી છે.
(III)...... ,, ,, ચન્દ્ર છે
(IV)...... ,, ,, કાચબો છે.

ખ (I) શ્રી પાર્શ્વનાથ પ્રભુનુ લછન ...... છે.
(II) શ્રી નેમનાથ ,, ,, ...... છે
(III) શ્રી સુમતિનાથ ,, ,, ...... છે.
(IV) શ્રી વિમલનાથ ,, ,, ...... છે.

ગ ૩, ૧૨, ૧૫, ૧૯ મા તીર્થંકરોનાં લંછન સહિત નામો લખો.

૬ માગેલા જવાબ આપો ૧૫
(i) પચિંદિયસૂત્રમા ગણાવેલા ગુરૂ મહારાજના છત્રીસ ગુણો ગણાવો
(ii) નવકારમત્રમા ગણાવેલા પાચ પરમેષ્ઠિ ગણાવો
(iii) 'એગિંદિયા, બેઇંદિયા તેઇંદિયા, ચઉરિંદિયા, પચિંદિયા, નો અર્થ સારી રીતે સમજાવો, એ પાચમાથી તમને કયા વિભાગમા ગણાવી શકાય?
૭ (i) દેવપાલે કેવી રીતે રાજ્ય મેળવ્યુ તે સવિસ્તર લખો ૨૧
(ii) મનોરમા રાણીને જાતિસ્મરણ થતા, પહેલાના ભવની શી વાર્તા દેવપાલ રાજાને મનોરમાએ જણાવી? તેનુ વર્ણન કરો
(iii) સિંહરથ રાજાએ પોતાના રાજ્યનો વારસો કોને સોપ્યો? શા માટે તેને વારસદાર શોધવો પડયો? તે સમજાવો



## પ્રારભિક પરીક્ષા. (૨) તા ૭-૧૧-૧૯૪૮

૧ નીચેની ગાથાઓના અર્થ સમજાવો ૧૫
(૧) 'અભિહયા વત્તિયા' થી 'તસ્સ મિચ્છામિ દુક્કડં'
(૨) અરિહતે કિત્તઇસ્સં, ચઉવીસંપિ કેવલી
નીચેના સૂત્રો શુદ્ધતાથી સ્વચ્છ અક્ષરમા લખો. ૧૫
(૧) પચિંદિય સૂત્ર સપૂર્ણ (૨) કરેમિ ભતે સૂત્ર સપૂર્ણ
નીચેના શબ્દોમાથી પાચ શબ્દોના સબધપૂર્વક અર્થ સમજાવો ૧૫
મચ્ચેસિં, પચસમિઓ, દુવિહ, તિવિહેણ, સઘાઇયા, નિયમસજુત્તો, સાગરવરગભીરા, ધમ્મતિત્થયરે.

૪ ભગવાન શ્રી મહાવીર પ્રભુનો (દીક્ષા લીધા પછીના ચરિત્ર માંથી) સહનશીલતાનો એક પ્રસંગ ૧૫ લીંટીમાં લખો. ૧૦

૫ નીચેના જવાબ આપો

(૧) તીર્થંકર ભગવાન એટલે શું ? ૯

(૨) તમે કયા સૂત્રમાં ૨૪ ભગવાનનાં નામ શિખ્યા છો ?

(૩) ૧, ૫, ૯, ૨૧ ને ૨૩મા પ્રભુજીનાં લંછન લખો.

૬ તમે જાણતા હો તે ૧૨ મહાસતીઓનાં નામ લખો.

૭ જિનદત્ત શેઠનો એક મામુલી નોકર પ્રભુભક્તિના પ્રભાવથી કેવી રીતે રાજા થયો તે સવિસ્તર જણાવો ૬

૮ તમે જેટલાં સૂત્રો શિખ્યા છો, તેમાં તમને કયું સૂત્ર બહુ જ સારું અને શુદ્ધ આવડે છે ? ૧૦

૯ ખાલી જગ્યા પૂરો. ૫

(૧) શ્રી શત્રુંજય ગિરિરાજ ઉપર......ભગવાન બિરાજે છે. ૧૦

(૨) શ્રી તારંગાજી તીર્થ પર... . ભગવાન બિરાજે છે.

(૩) શ્રી તલાજા તીર્થ પર .....ભગવાન બિરાજે છે.

(૪) શ્રી કદંબગિરિ તીર્થ પર ..... " " "

(૫) શ્રી ગિરનારજી મહાતીર્થ પર... " " "

★

## પ્રારંભિક પરીક્ષા. (૩)

તા ૩૦-૭-૧૯૪૯

૧ નીચે જણાવેલા સૂત્રો શુદ્ધિપૂર્વક લખો.

(૧) નમસ્કાર મહામંત્ર (૨) સામાઇયિવયજુત્તો ૧૫

૨ (1) "કરેમિ ભંતે" સૂત્રમાં તમે શું શિખ્યા છો, તે સંપૂર્ણ સમજાવો.

(II) "ઇચ્છામિ ખમાસમણો" સૂત્ર અર્થ સહિત સમજાવો. ૧૦

૩ નીચેના શબ્દોમાંથી સાત શબ્દોના સંબંધ સાથે અર્થ લખો ૧૪
જાવ, પુપ્ફદંતં, લોએ, સવ્વસાહૂણં, ખમાસમણો, સિદ્ધાણં, જાવણિજ્જાએ, સુહરાઈ, બીયક્કમણે

૪ (i) સાત તીર્થોનાં નામો આપો, અને તે કયા કયા વિભાગમાં (પ્રાંતમાં) આવેલાં છે, તે પણ જાણતા હો તો લખો. ૧૩
(ii) ૬, ૮, ૯, ૧૩, ૧૭ અને ૧૯મા પ્રભુજીનાં લંછન સાથે નામો જણાવો.

૫ ભગવાન શ્રી મહાવીરસ્વામીજીએ દુનિયાને કયારે અને શો ઉપદેશ આપ્યો ? તેમાંથી તમે કેટલો અમલ કરો છો, તે ૨૦ લીટીમા દર્શાવો. ૧૫

૬ (i) પ્રભુ પ્રત્યેની અતિશય ભક્તિથી શું લાભ થાય ? તમારી શિખેલી પુસ્તિકામાંથી તે વર્ણન ૧૫ લીટીમાં લખો. ૧૫
(ii) આ જન્મમાં મનોરમા રાજપુત્રી થઈ અને તેણીનો પૂર્વભવનો પતિ આ જન્મમા ભીલ બન્યો, તે વિગત કારણ સહિત સવિસ્તર જણાવો

૭ નીચેના પ્રશ્નોનાં જવાબ આપો ૧૩
(i) તીર્થ એટલે શું ?
(ii) તીર્થંકર કેટલા થયા, અને તે કયા કયા ?
(iii) કાઉસ્સગ્ગમાં બગાસું આવે તો ?
(iv) પાંચ પરમેષ્ઠિને નમવાથી શું ફળ મળે ?



પ્રારંભિક પરીક્ષા (૪) તા. ૩૦-૭-૧૯૫૦
શુદ્ધિપૂર્વક લોગસ્સ સૂત્ર સંપૂર્ણ લખો. ૧૪
. ખાલી જગ્યા પૂરો અને તેટલા વાકયોના અર્થો સમજાવો ૧૫
(i) અપૂરિતા..... હિતાનિ. (ii) સુહાય......પમત્થા

(iii) વિસહર......મહુઓ. (iv) અભયદયાણં......
બોહિદયાણં. (v) તહવિ મમ......ચલણાણં.

૩ નીચેના શબ્દોમાંથી કોઈ પણ સાતનાં ભાવાર્થ સાથે તમે જે જાણતા હો તે તમારી ભાષામાં સમજાવો. ૨૦
સામાયિક, કાઉસ્સગ્ગ, સમિતિ, ગુરુમહારાજ, નમસ્કાર મહામત્ર, ગુપ્તિ, સ્તુતિ અથવા થોય, ચૈત્ય અથવા જિન-મંદિર.

૪ નીચેના વિષયોની તમારી બુદ્ધિ અનુસાર ટૂંકમાં ૧૦-૧૦ લીટીમાં માહિતી આપો. ૧૫
(i) તીર્થયાત્રા. (ii) પ્રતિક્રમણ. (iii) પચ્ચક્ખાણ.

૫ નીચેના વાક્યોમાં જોઇતા શબ્દો ઉમેરી વાક્ય પૂરું કરો. ૫
(i) નંદાવર્ત.........ભગવાનનું.. .... હતું.
(ii) .........ભગવંતનું સાથીઓ.... ..હતું.
(iii) ગુરુમહારાજનાં.........ગુણોનું વર્ણન . ......સૂત્રમાં આવે છે.
(iv) માથેરાન હવાફેર કરવા જતાં .... ..મહાતીર્થની .........કરવી ઉત્તમ છે.
(v) નિશાળની કેળવણીની.... . ...આપણે... ....શિક્ષણ પણ લેવું જ જોઇએ.

૬ આ વિષયોમાં તમે કંઈ જાણો છો? તે તમે ક્યાંથી વાંચ્યું? ૬
પતાસું, વોશિંગ કંપની, વિમાની મહેલ

૭ સામાન્ય માણસ રાજા થઇ શકે? સામાન્ય નોકર પ્રભુ-ભક્તિ કરી શકે? ૧૦

૩ નીચેના શબ્દોમાંથી સાત શબ્દોના સબંધ સાથે અર્થ લખો ૧૪
જાવ, પુપ્ફદંત, લોએ, સવ્વસાહૂણં, ખમાસમણો, સિદ્ધાણં, જાવણિજ્જાએ, સુહરાઈ, બીયક્કમણે

૪ (૧) સાત તીર્થોના નામો આપો, અને તે કયા કયા વિભાગમા (પાતમા) આવેલા છે, તે પણ જાણતા હો તો લખો. ૧૩
(૨) ૬, ૮, ૯, ૧૩, ૧૭ અને ૧૯મા પ્રભુજીનાં લંછન સાથે નામો જણાવો.

૫ ભગવાન શ્રી મહાવીરસ્વામીજીએ દુનિયાને કયારે અને શો ઉપદેશ આપ્યો ? તેમાંથી તમે કેટલો અમલ કરો છો, તે ૨૦ લીંટીમા દર્શાવો ૧૫

૬ (૧) પ્રભુ પ્રત્યેની અતિશય ભક્તિથી શુ લાભ થાય ? તમારી શિખેલી પુસ્તિકામાથી તે વર્ણન ૧૫ લીંટીમા લખો ૧૫
(૨) આ જન્મમા મનોરમા રાજપુત્રી થઈ અને તેણીનો પૂર્વભવનો પતિ આ જન્મમા ભીલ બન્યો, તે વિગત કારણ સહિત સવિસ્તર જણાવો

૭ નીચેના પ્રશ્નોના જવાબ આપો ૧૩
(૧) તીર્થ એટલે શુ ?
(૨) તીર્થંકર કેટલા થયા, અને તે કયા કયા ?
(૩) કાઉસ્સગ્ગમા બગાસુ આવે તો ?
(૪) પાચ પરમેષ્ઠિને નમવાથી શુ ફળ મળે ?



**પ્રારંભિક પરીક્ષા (૪)** તા ૩૦–૭–૧૯૫૦

શુદ્ધિપૂર્વક લોગસ્સ સૂત્ર સંપૂર્ણ લખો ૧૪

- ખાલી જગ્યા પૂરો અને તેટલા વાકયોના અર્થો સમજાવો ૧૫
(૧) સપૂરિતા . હિતાનિ (૨) સુદાય ..પમત્થા

(iii) "કોઈ દેવ આપણને સહાય કરે, તો ધરતિ પર આપણે ચાલીએ ?"

[ પ્રશ્ન ૨-૩ અને ૪માંથી કોઈ પણ બેના જવાબ આપો. ]

૫ નીચેના ચારમાંથી કોઈપણ બે સૂત્રોનો ભાવાર્થ અને ૧૬ કોઈપણ બે સૂત્રોની ૩-૩ પરિમિલો લખો.

(i) જગચિંતામણિ. (ii) ઈચ્છકાર.
(iii) ઉવસગ્ગહરં. (iv) સામાઇયવયજુત્તો.

૬ પૂછયા પ્રમાણે જવાબ આપો. ૧૦

(i) ભગવાન મહાવીરદેવ "સમકિત પામ્યા" તે ભવ કેટલામો ? અને તે ભવનું સક્ષિપ્ત વર્ણન લખો.

(ii) રાજા દેવપાલે કયા તીર્થંકર ભગવંત પાસે સંયમ ગ્રહણ કર્યું હતું ?

(iii) રાજા દેવપાલે કયા તપનું આરાધન કરી તીર્થંકર પદ ઉપાર્જન કર્યું હતું ?

૭ ખાલી જગ્યા પૂરો. ૯

(i) કમળ, ગેંડો અને મહિષ ભગવંતોના લંછન હતા.

(ii) શ્રી મહાવીરસ્વામી ભગવંતની નિશ્રામાં . અને ..........શ્રાવિકાએ તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું હતું.

(iii) શ્રી..........તીર્થ નજદીક.........નદીના કાંઠે ભગવંત શ્રી મહાવીરદેવને.......... ઉત્પન્ન થયું હતું.

(iv) નવકાર મહામંત્રના.........અક્ષર હોય તોજ પૂર્ણ કહેવાય.

(v) વર્ષમાં.........અઠ્ઠાઈએ આયંબિલ તપથી ઉજવાય છે.

(vi) ૩-૯ તથા ૧૧ મા તીર્થંકર ભગવંતોના નામ.......હતાં.

(vii) ભગવાન મહાવીરદેવના ૧૨ ચોમાસા.........નગરીમાં થયા હતાં.

(viii) શ્રી પાવાપુરી-ગુણાયા-રાજગૃહી અને કુંડલપુર તીર્થ. ... . પ્રાંતના... .....જિલ્લામાં આવેલ છે.

(ix) ગુરુ મહારાજના ...... ...ગુણ હોય છે.

૮ નીચેના શબ્દોમાંથી નવ શબ્દોના અર્થ લખો. ૯

અવિગ્ઘેણં, લદ્ધે, મંતો, ઉવસામં, ભવવિરહવર, વાએમિરી, મરણદયાણં, તિન્નાણં, જયઉ, પણમામિ, પંચિંદિયા ૬

૯ વાક્યપૂર્તિ કરો. ૬

(i) પોતાનું હિત ઈચ્છનારાઓ ...........બાદ પરીક્ષા આપવા આનાકાની નથી.

(ii) વિદ્યાર્થીઓ પૂના . .ની પરીક્ષા આપવા બહુ જ ખુશી થાય છે, કારણ કે તેમાં અભ્યાસક્રમનું...... . પીરસ્યુ છે, અને ગામેગામના અભ્યાસીઓ સાથે સ્પર્ધા . મળે છે

(iii) દેવપાલ જેવી.. ..ભક્તિ અમારામાં .. ..એ દુઃખનો વિષય છે.

